શ્રી

# સતી ચંદ્રકળા.

## (નોવેલ.)

સત્યતા ઉપર પુષ્પસેન અને ચંદ્રકળાની

વાર્ત્તા

### ભાગ ૧ લો.

રચી પ્રસીદ્ધ કરનાર.

મોતીચંદ લક્ષ્મીચંદ પટેલ.

કચ્છ-વાગડ સઇવાળા.

દોહરા.

પઠન સુનત ઓર ચાતુરી-તીને બાતા સહેલ.
આભચડન ઇંદ્રિય દમન-કામ જીતન મુસકેલ, ૧

વઢવાણ કેમ્પ "ચંદ્રોદય" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૫ સને ૧૯૦૮

કિંમત રૂ૦-૫-૦ પાંચ આના.

શ્રી

# અર્પણ પત્રીકા.

શ્રીમન્ વડીલ બાબુ સાહેબ
પોપટભાઇ ડાહ્યાભાઇ.
મુ૦ રંગુન બ્રહ્મદેશ

દયાળુ સાહેબ આપની દયાળુ અને પરોપકાર વૃતી આખા બ્રહ્મદેશને વિષે બહુ વિસ્તાર પામેલી છે થોડા વખતમાં પણ દુરદેશમાં આપે જે નામના મેળવી છે તે ખરેખર આપની દયા અને પરોપકારનેજ આભારી છે. વળી ધર્મના કાર્ય તરફ આપ તન મન અને ધનથી ઘણો આશ્રય આપોછો વળી આપણા પવિત્ર પટેલ કુળને વિષે એક દીપક શમાન છો વિગેરે વાંગેરે ગુણોથી ભરપુર જોવા માટે આપની અમુલ્ય જીંદગીને આ "સતી ચંદ્રકળા નોવેલ" સાથે જોડી રાખી અંમર કરવાની મારી ફરજ બજાવી કૃતારથ થાઊં છું એજ વિનંતી તા. ૧-૧૧-૦૮

લી૦ હું છું આપનો કિંકર દર્સના બિલાખી.

મોતીચંદ લક્ષ્મીચંદ પટેલ

કચ્છ—વાગડ સઈ.

# પ્રસ્તાવના.

આ ભારત ભુમીને વીસે હાલના વાંચક વર્ગને નોવેલ, નાટક, કીસાઓ વાંચવાપર બહુ પ્રીતી રહે છે, પરંતુ જે વાંચવાથી વૃત્તી મલીન થઇ જાય તે વાંચવામાં નફાને બદલે નુકસાનજ થાય છે. પરંતુ જે વાંચવાથી ગમત સાથે જ્ઞાન તથા બોધ મલે એવાંજ પુસ્તકો વાંચવામાં ફાયદો થાય છે. આ પુસ્તકમાં તો દરેક વિષયો એવી સંભાળથી ગોઠવવામાં આવ્યા છે કે તે વાંચનારને ઉતરોતર આનંદની લહેરીઓ છુટવાની સાથે અપુર્વ જ્ઞાન પ્રાપ્ત થસે. જેમ જેમ તેમાં પ્રવેસ કરતો જસે તેમ તેમ તેની વૃત્તીને વધારે ને વધારે આગળ વધવાનો પ્રયાસ કરવાની ફરજ પડતી જસે, વીગેરે બાબતોથી ભરેલી રસીક નોવેલ છે જેની પ્રસંશા કરવાનું કામ હું વાંચનારનેજ શોપી આગળ વધીસ.

આ "સતી ચંદ્રકળા" નોવેલ પ્રસીધ કરવા માટે ઘણા વખતથી કેટલાએક મુમુક્ષુજનો તરફથી આગ્રહ થયેલો પરંતુ કેટલાક કારણો ને લઇ ને તે કામ બંધ રયેલ ગઇ સાલે તેની નકલ ત્યાર કરી ને છપાવવા વીચાર ધરાવતાં દરમ્યાંન મારા પુજ પિતાશ્રી જેણે સંવત ૧૯૫૨ની સાલમાં તેમના લઘુ બાળક અને મારા લઘુબંધવ શ્યાંમજી ને દીક્ષા આપી ને પોતે મ્હારાજશ્રી ૭ મંગળજી સ્વામી પાસે ૧૧ વ્રત શ્રાવકનાં અંગીકાર કરેલાં હતાં ને ત્યાર બાદ શંસારનાં સર્વે કામ છોડી એકજ શ્રી પર્માત્માની બંદગી તરફ લક્ષ ટકાવી રાખ્યું હતું હમેશાં દ્રવ્ય ઓછામાં ઓછા ભોગવતા એક વખત જમતા છપરબી અપવાસ કરતા દીવસ અને રાત્રીનો ઘણો ભાગ તે ધર્મ ધ્યાંન અને સુકલધ્યાન તરફજ ગાળતા હતા નીલોત્રી માત્ર પરીગ્રહ માત્રનો તો તેણે ત્યારથીજ ત્યાગ કીધો હતો તેઓ ગઈ સાલે આસુ વદ ૨ ના રોજે બે ત્રણ દીવસની બીમારીથી સ્વર્ગવાસ કર્યો તેમની મૃત્યુ ક્રિયા તથા શોકના કારણને લઇને, આ કામ મુલતવી રયું ચાલતી સાલે કોઈ કામ પ્રસંગે મારે હાલાર પ્રાંતમાં આવેલા સર-

પદ્દક મુકામે જવાનું થયું. ત્યાં થોડો વખત રોકાઇ વલતી વખતે હુ શ્રી વાંકાનેર મુકામે આવેલ ત્યાં સુરજીથી દલીચંદ પોપટભાઇના આત્યાગ્રહથી વાંકાનેર ઉતરતાં ત્યાં આચાર્ય મ્હારાજ શ્રી ૧૦૮ શ્રી દેવસંઘજી સ્વામીના દર્શન થયાં, અને તે ભાઇના આગ્રહથી બે દીવસ ત્યાં રહી ત્યાંથી રવાનાં થઇ શ્રી મોરબી મુકામે આવતાં ત્યાં બે દીવસ રોકાવાનું થયું, ત્યાં પુજ્ય મહારાજ શ્રી ૧૦૮ શ્રી સતજી સ્વામીનાં સિષ્યાંનુસિષ્ય શ્રી કૃસ્નજી સ્વામીના દર્શન થયાં, અને મજકુર બુક મારી પાસે હોવાથી તેનું અવલોકન કરવા મુનીશ્રી ને આગ્રહ કરતાં તેઓ સાહેબે અવલોકન કરવાની ખુસી જણાવી જેથી સદરહુ પુસ્તક મ્હારાજશ્રીના ચરણમાં મુકતાં તેમણે અથઇતી વાંચી તેની શારી પ્રસંસા કરી છે હાલના જમાનાને છાજતુ તેમજ સરલ અને રસીક લખાણ હોવાથી તે ચોપડી પ્રસીધ કરવાનો મારો હેતુ મહારાજશ્રી ને મેં વિદિત કર્યો ત્યારે તેમાં કેટલોક સુધારો વધારો કરી આપ્યો.

એક વખત મહારાજ શ્રી ૭ કરસનજી સ્વામીનુ જન્મ વૃતાંત બહુ ગુચવાડા ભર્યું. અને બોધ દાયક સાંભળેલુ તે આ બુકની અંદર દાખલ કરવાની મારી જીજ્ઞાસા મેં તે મુનીરાજને વિદિત કરી ત્યારે તે વાત તેઓ સાહેબે માન્ય રાખી ને તેનું ટુંક વૃતાંત મારી પાસે વરણવી બતાવેલ તે આ સાથે સર્વે સાહબો વકતાઓને નિવેદન કરૂં છું ?

## મ્હારાજશ્રી કરસનજી સ્વામીનું જન્મવૃતાંત.

સિધગીરી (પાલીતાણા) ની છાયામાં આવેલા ગારીયાધાર નામે ગામમાં ઔદિત્ય બ્રાહ્મણ (અને વિસ્નવ ધર્મના ચુસ્ત હીમાયતી) વિપ્ર દયારામ કરીને ત્યાં રહેતા હતા, તેમને પુન્યવાન અને સુસીક્ષીત એવાં સંતોકબાઇ કરીને પત્ની હતાં, તથા ગોવીંદરામ કરીને એક ભાઇ હતો. અને કાલીદાસ કરીને એક પુત્ર હતો પુર્વના અસુભ કર્મના ઉદયથી તેમને પુરતા સંયોગો મલ્યા નહી જેથી ઉદર પોસણની ખામીઓ જણાવા લાગી તેથી તેઓ ત્યાંથી ઉપડી સંવત ૧૯૦૮ની સાલના અરસામાં બે બંધવ તથા સંતોકબાઇ તથા કાલીદાસ એમ ચાર જણુ માલવ દેસની ઉ-

કત સાથે ખબર આપી તેડાવી લીધા અને બંને બાલાઓને તેઓએ જીવનરામને સોપી દીધી.

જીવનરામ બંને બાળકીઓને લઇને ઉજયેનમાં રયા થોડાક દીવસ રયા બાદ તેમને શ્રી અંબાજી જવાની ઇચ્છા થઇ એટલે ત્યાંથી બે બાલકીઓને સાથે લઇને અંબાજીએ દરશન કરવા માટે આવતા હતા ખરેડીની ધર્મસાલાએ આવતાં તે જીવનરામ ઉપર એકાએક અકસ્માત થવાથી તેજ ધર્મસાલામાં જીવનરામે પ્રાણ મુકત થયા ત્યારે બને બાળાઓ નીરાધાર બની રળતી હતી.

ભવિસ્ય પ્રબળ છે અસંખ્ય માણસોથી કાંઇ થઇ શકતું નથી તે ભવિષ્ય એક ક્ષણમા કરી શકે છે એજ ધર્મસાલાની અંદર ગોપાલદાસ (ગોઢબ્રાંમણ) કરસન બાળકને સાથે લઇ મુસાફરી કરતા કરતાં ત્યાં આવ્યા અને એજ ધર્મસાલામાં ઉતર્યા હતા. કાસી અને પાર્વતીનુ રૂદન સાંભળી તથા તેનો સાદ ઓળખી તેઓને પુછવા લાગ્યા કે બાઇ તમો અંહી કયાંથી ત્યારે તે બાળાઓએ શર્વ વૃતાંત ગોપાલદાસ પાસે કહી બતાવ્યું. પીતલને માંજી સાફ કરવા ઘણું મથન કરીશુ તો પણ શોનું થવાનું નથી. તેમજ આ ગોપાલદાસે આ બાળાઓનું આવું દયાજનક વૃતાંત સાંભળવાથી પણ દયા ન આવતા ઉલટો પઇસાની લાલચે તેને સાથે રાખવા વીચાર કર્યો

બને બાળાઓને આ ગોપાલદાસ કહેવા લાગ્યો કે આ તારો ભાઇ છે. (કરસન બાળકને બતાવીને) તેને હું મેવાડમાંથી ઓળખીને લઇ આવ્યો છું ચાલો તમો ત્રણે જણને ગારીયાધાર મુકી આવું એમ કહી ત્યાંથી ત્રણ જણને સાથે લઇ અંબાજી સીધપુરની યાત્રા કરી ડાકોર જીઆવ્યા ત્યાં બને બાળાઓને ફોસલાવી પઇસા વડે વિક્રય કરી અંન્ય બ્રામણને સુંપી દીધી કરસન બાળકને સાથે લઇ દ્વાવારકાં જવા નીકલ્યો દ્વાવારકાં થઇ ગીરનારની યાત્રા કરી ઘોરાજી આવ્યા આ વખત સુધી કરસન બાળકને ગોપાલદાસના અંતર ભેદની કાંઇ ખબર હતી નહી એટલે તેને પોતાના પિતા તુલ્ય સમજતાં હતા.

બાળક જમનાં બાઇની સાથે દરરોજ અપાશ્રયે જતા વ્યાખ્યા ન સાંભળતા એમ કરતા કરતાં મહારાજશ્રીના બોધની અસર આ બાળક ઉપર પ્રતીદીન થવા લાગી કાળાંતરે તે બાળકને આ અથીર શંશારનો ત્યાગ કરવાની તિવ્ર અભીલાખા થઇ ત્યારે તેણે પોતાની માતાત્ સેઠાણી જમના બાઇની આજ્ઞા લઇને સંવત ૧૯-૨ના કારતક વીદ ૫ ગુરૂવારના રોજે સતર વરસની ઉંમરે મહારાજ શ્રી ૭ મંગળજી સ્વામી પાસે દીક્ષા ધારણ કરી તેમના સિષ્ય થયા જ્ઞાના વરણી કર્મનો ક્ષયોપશમ થવાથી તેઓ સાહેબે કેટલાંક સુત્રોનું સારૂ જ્ઞાન મેળવ્યુ છે તેમજ સંસ્કૃત વ્યાકરણ સંબંધી સારસ્વત વ્યાકરણ કોસ વગેરેનો અછી રીતે અભ્યાશ કરેલો છે કાવ્યાલંકારમાં પણ બહુ નિપુણ નીવડયા છે. કેટલાક કાવ્યો રાસો થોકડાઓ તેઓએ પોતાની સ્વમત્યાનુસાર સ્વબુધીથી લખી બહાર પાડયા છે તેઓ શ્રીના આ સ્તુત્ય પ્રયાશ અને મોક્ષ નગર પ્રત્યે જીજ્ઞાસા સદાય ચડતાં રહો એમ આ સેવક ઇછા રાખે છે તથાસ્તુ.

આ પુસ્તક સુધારવા પ્રત્યે સદરહુ મુનીરાજે જે શ્રમ લીલીધેલો છે તેનો આ સ્થળે હું સપૂર્ણ આભાર માનુંછું અને તકલીફ આપવા માટે હું ક્ષમા ચાહુ છું !

વળી આ "ચંદ્રકળા નોવેલ" પ્રત્યે દીલસોજી બતાવી અગાઉથી જે સારેઓએ આશ્રય આપ્યો છે તેમનો તથા વિશેષે કરી મુરબ્બી પોપટભાઇ ડાહ્યાભાઇનો અત્યંત આભાર માનુ છું!

પ્રથમ કહેલા મારા લઘુ બંધવ શ્યામજી મુની જેમણે સંવત ૧૯૫૯ના વઇસાક સુદી ૧૦ ના રોજ સોલ વરસની વયે આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે તે તે મુની પણ એજ ગુરૂ મંગલજી સ્વામીના સિષ્ય થયાછે; અને માહારાજ શ્રી કૃરસનજી સ્વામીના ગુરૂ ભાઇ થાયછે તેઓ સાહેબ પણ શૌમ્ય પ્રકૃતીવાન ગંભીર વિદ્વાન વ્યાકરણાદી અનેક સાસ્ત્રોના પારગામી થઇ હાલે પંડીતની પંક્તિમાં જોડાયાછે આવાં કુળદીપક રત્નો દરેક કુળમાં હમેસાં પેદા થાઓ એવી હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂ છું તથાસ્તુ.

તા—૧-૧૧-૧૯૦૮ દા. સેવક.

MOTICHAND LAXMICHAND.

કચ્છ—વાગડ સઇ.

# શ્રી સતી ચંદ્રકળા.



## દોહરા.

હંસ સુખી ખગ વાહની શ્રી સરસતી માય,
તમ પરતાપે ગ્રંથ આ રચવા મુજ મન થાય ૧
પ્રથમ પદે પરમેષ્ટીને શ્રી તત્વાદીક ધ્યાય,
આદ વાદ્ય કરી નમન હું ધરૂં હાથ આ કાજ ૨.

## રોડક છંદ.

તાહિન વાઘ ભુયંગમકો ભય પનિન બોરે ન પાવક જાલે,
તાકે સમીપ રહે સુર કિનર સો સુર રીતી કરે અત્ર ટાલે;
તાસુ વિવેક વધે ઘટ અંતર સોસુર કે સીત્ર કે સુખ માલે,
તાહી સુ કીરતિ હુંઇ તિહુ જગ જ્યુનર સીલ અખંડીત પાલે.

અર્થ—અખંડ સુધ સીયલ બ્રહ્મચર્યના પાળવાવાળા પુરૂષ યા સ્રીને અરણ્યને વીસે ભયંકર વાઘ વરૂનો પણ ભય રહેતો નથી. અર્થાત એવા ઘાતકી અને ભયંકર જાનવર પણ ગરીબ સીયાલની પેઠે દુર દુર નાસતા ફરેછે. પણ સીયલવાન પુરૂસ યા સ્રીને કસો પણ પરાભવ કરી શકતા નથી. વળી અગાધ જળ સમુદ્ર પણ તેમને ડુબવા દેતો નથી. તેમજ અગ્ની પણ સીતલતા પ્રગટ કરેછે. વળી દેવ દાનવ પણ સીયલવાન પાસે હાજર થઇ અંધકાર મીટાવી દેવતાઇ રચના કરી શેવા ભક્તિ કરે છે. સીયલવાનનો અંતઃકરણ સુદ્ધ નીરમળ બની જાય છે. અને પ્રાયઆતમાનુ સાધન કરી દેવલોક કે મોક્ષના સુખ પણ તે અંગીકાર કરે છે. તેમજ આ લોક અને પરલોકમાં યશ કિર્તિ મેળવેછે.

ખરેખર અધીરો અને હુરખ ઘેલો બનાવી મુકે છે. "

આમ જ્યારે ગરભરહ્યાની સુંદરસત શેઠને ખબર પડી ત્યારે તેના ઉછરંગનો પાર રહયો નહી, પરંતુ હજુ આસાના અંકુરો કોમળ હોવાથી તેની વિચાર સક્તિ રૂપ લતાઓ વૃધી પામતી નહોતી. પદમાવતી પોતાના ગર્ભનુ અછી રીતે પ્રતીપાલન કરતી હતી. તેની સાથે ધર્મવૃતીથી દાન પુન કરી પોતાના મનને આનંદ આપતી હતી, ગર્ભરક્ષાણાર્થે બત્રદાણા શાકર જેઠીમદ. ખપાટ વડવાઈના અગ્રભાગનાગ કેસર. ઘી. અને દુધ. સાથે મીલાવી પીવા લાગી, ઇત્યાદીક ગર્ભોતપાદક ઓખધીઓ કરી. અનુક્રમે ગર્ભનું પ્રતી પાલન કરતાં થકાં આસાનું સાફલ્ય ધારી શકાય તેવા ચીન્હો પદમાવતીના શરીરમાં દેખાવા લાગ્યાં અધિક પુષ્ટ થયેલાં સ્તનયુગલો સુવર્ણના કલશ સમાન દીપવા લાગ્યા, સુભ ઉદયની વધામણી દેવાને જાણે અધીરી બનેલી હોય તેમ તેની રોમાચ ઉભી થયેલ જણાવા લાગી ગર્ભરૂપી ચંદ્રના અમૃતનુ પુર શરીરની અંદર નહી શમાવાથી બહાર ફુટતુ હોય તેમ મુખમાંથી જલ પ્રવાહ વેહવા લગ્યો, પુત્રરૂપી રતનનુ જાણે નિધ્યાન હોય તેમ પોતાનુ ઉદર અતિ ગૌરવ વાળુ દરસાવા લાગ્યુ. પથ્ય અહારો પણ ગર્ભનો સ્પર્શ કરવામાં પોતેજ અચકાતા હોય તેમ પાછા વળવા લાગ્યા ગતી મંદ થવા લાગી, અને શરીરમાં ગ્લાની જણાવા લાગી.

એક વખત કોઇ જ્ઞાની પુરૂષ સૌરા પુરીને વિષે આવેલા ત્યારે પ્રસંગોપાત તે શેઠજીએ પોતાને ભવિષ્યમાં થનાર ગર્ભનાં લક્ષણ તથા ભવિષ્ય માંથનારા સુખદુઃખનો હેવાલ જાણવા તેમની પાસે વિનંતી કરતાં, તે મહાત્માએ જણાવેલ હતુ, કે શેઠજી તમારે તમારી સ્ત્રી પદમાવતીના સહવાસથી ત્રણ સંતાનની પ્રાપ્તી થશે. તેમાં બે પુત્ર અને એક પુત્રી થશે. તેમાં એક પુત્ર જે હાલેજ ગર્ભમાં આવેલો છે. તેને તરૂણાવસ્થા પ્રાપ્ત થયા પછી. દોલત દેવીનો કોપ થશે. અને દરીદ્રતા રાક્ષી જોસભેર તેનું આલંબન કરશે અને બીજો પુત્ર થશે તેનો સ્વભાવ કુટીલ અને વ્યભિચારી થશે અને તમારી પુત્રી થશે તે સુપાત્ર અને સત્યની જાળવનારી અને સભ્યતાવાળી થશે અને દંપતી સુખની ભોગવવા વાળી થશે.

# પ્રકરણ ૧ લું

---

## દંપતી પ્રેમ.

આર્ય વિદ્યાઓની જનમ ભૂમી રૂપ ધર્મની ધજાઓ ફરકાવતી દુપીત જનોના દુઃખને હરણ કરનારી વેપારી વર્ગને મણી માણેક રૂપ વ્યાપારથી સુશોભીત કરી ગર્વિ લોકોનો ગર્વ ઉતારનારી સત્પુરૂસોના નિવાસથી અસંખ્ય કલ્પ વૃક્ષોનો ધારણ કારનાર, ચંદ્રની સાથે સરખામણી કરનારા ઉચા ઉચાં મ્હેલોથી શોભનીક "**શૌરપુરી**" નામે એક નગરી હતી, તેની અંદર સુર્યની ઉપમાને પામેલો એવો "**સુરિદ્દત**" નામે રાજા રાજ્ય કરતો હતો. તેની કિરતીરૂપ સ્ત્રી બજારોમાં ચૌટામાં ઘેરે ઘેર અને દેશો દેશ તથા સત્રુઓના-વિલાસ ભુવનમાં પણ ગમન કરી અખંડ દેખાવ દેતી હતી, જ્યારે તેની પરણેત સ્ત્રીઓ; (રાણીઓ) અખંડ શીયળવ્રત જાળવી પોતાની પરે હજીમાં રેહ અન્ય પુરૂષને સ્વપનામાં પણ નીહાલતી નઇ, હવે તેહીજ નગરમાં લક્ષ્મીપાત્ર, અને દાંન વીર એહવો "**સુંદરસંન**" નામે શેઠ વસે છે, તેને દેવી રત્નસમાન "**પદ્મમાવતી**" નામે સ્ત્રીછે, જે કે સમયાંનુશાર વિધા હુનર કળાથી કુસલ હોઇ આછી રીતે પોતાનુ પ્રતીવ્રત પાલન કરતી થકી રહેછે, "**દંપતી પ્રેમ એ એક અલૌકીક બાબત છે, શંશારમાં જે સુખ દુઃખના ગુચ વાડાભર્યા છે, તેમાંજે વિશ્રાંતિનું સ્થાંન છે તો ફક્ત ખરો દંપતી પ્રેમજ હોય છે,**" એવી રીતે સુદરસન અને પદ્મમાવતી બંને ખરા પ્રેમ યુગલો અરસપરસ સંસાર સખ ભોગવતાં કેટલેક દીવસે દેવયોગે પદમાવતીને ગર્ભ રયો, અને અનુક્રમે વૃધી પામવા લાગ્યો.

**"પુત્ર સુખ કોના મંનને આનંદ આપતુ નથી? અર્થાત્ સર્વના રૂદયનુ આકર્ષણ કરેછે, વિદ્વાન ધીરવીર કે ગમે તેવા સમજુ પાત્રને પણ પુત્ર સુખ અને પુત્ર વધા-**

રહયો હતો તેથી શેઠને તેવા પૌષ્ટીક કે ઇચ્છીત પદાર્થો લેવામાં તેણીના અર્ધાંગનાનું સ્મરણ તો વિસારવાની તક હજુ મળીજ નહતી,

"સંસાર વ્યવહાર ચલાવવામાં પણ ખાસ કેળવણીની જરૂર છે અજ્ઞ કાળે હાલનાં જમાનાના ઉછાંછળા અને, અજ્ઞ યુવકો ગૃહસંસારને એક વિષયનું યંત્ર માની, બેમર્યાદ વિષય સેવન કરે છે. તે પાપ રોગાવિત થઇને અનેક પ્રકારની વ્યાધી ઉપાધી અને ઉપાધીમાં આવી પડે છે, દંપતી પ્રેમ જાળવી શકતા નથી. અને છેવટ દુ:ખી અવસ્થામાં પોતાના આત્માને અધો ગતીએ પહોંચાડે છે ધર્મ ધ્યાન કરી શકતા નથી અને કેવળ કામનીજ લાલચથી આરત રૂદ્ર ધ્યાનના જોગે દુરગતીએ પહોંચે છે. પરંતુ જે સંસારીક તેમજ ધાર્મીક કેળવણી પામેલા હોય છે તે સમય સુચકતા વાપરી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ૪ પુરૂષાર્થ સાથેજ સાધી શકે છે. તેમજ દંપતી પ્રેમ પણ ખુસીથી જાળવી શકે છે."

સુદરસન શેઠ પણ કેળવાયલા હોઇ તેમની સ્ત્રી પદમાવતી સાથે દંપતી પ્રેમ અચ્છી રીતે ભોગવતા હતા તેમજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. અચ્છી રીતે સાધી શકતા હતા. વળી તેમના પૂર્વોક્ત પુન્યોદયથી તેની આ પદમાવતીને પુનઃ ગર્ભ રહયો, અને અનુક્રમે પૂર્વોક્ત ઉપચારો સહીત સવા નવ માસ પુરી પુર્ણ થવાથી તેણે પુત્રીનો જન્મ આપ્યો. બાર દિવસે તેનું "રતિ-સુંદરી" એવું નામ સ્થાપન કર્યું, અનુક્રમે તે વૃદ્ધિ પામવા લાગી પોષીક પદાર્થોથી પોષાવા લાગી.

ત્યાર બાદ બે વરસ વ્યતિત થવાથી ત્રીજે વરસે પદમાવતી તેના પતિ સુદરસન પ્રત્યે સંસાર સુખ ભોગવતાં તેણીએ ત્રીજી વખતે ગર્ભ ધારણ કર્યો અને ઉત્તરોત્તર પૂર્ણ માસ થયે તેમણે ત્રીજા સંતાન પુત્રનો જન્મ આપ્યો.

આવી રીતનું મહાત્માનું ભાષણ સાંભળી સુંદરસન શેઠ કાંઇક હરખ અને કાંઇક શોકમાં દિવસો પ્રસાર કરતા હતા. કારણકે પુત્રરૂપી લક્ષ્મીની પ્રાપ્તિ થશે પણ તેમાં એકને દરીદ્રતા અને બીજાને વ્યભીચારી પણું પ્રાપ્ત થવાથી પોતાનાં શુભ કૃત્ય તે દેશવટો મળે એવા કારણથી તેમને શોક થવા લાગ્યો પણ તે ભવિષ્ય આગળ સઘળો શોક વૃથા હતો, કારણકે "પુર્વોક્ત પુન્ય પાપનો ઉદય થવાથી જે સુખદુઃખ ભવિષ્યમાં આવવા ના હોય તે ગમે તેવા શોક કે ચિંતા કરવાથી મીથ્યા થતા નથી."

આવી રીતે અનુક્રમે દિવસો નિર્ગમન કરતાં સવા નવ માસ પુરણ થયે શુભ લગ્ને અને શુભ મહુર્તે પદમાવતીએ પુત્ર રૂપી રત્નનો જન્મ આપ્યો. પુત્રનો પ્રસવ થવાની વધામણી મળતાં તેની ખુશાલીમાં પોતે ઓચ્છવ, મહોત્સવ, દાનપુન્ય, યથાશક્તિ કરવા માંડયા; ન્યાતી ભોજનાદિક ખર્ચ કરી ઘણા સ્વધર્મીઓને તૃપ્ત કર્યા. પુત્રને અચ્છી રીતે પ્રતિપાલન કરવા માટે સમયાનુસાર સગવડ કરી આપી અને અનુક્રમે બાર દિવસ વ્યતીત થવાથી અસુચીનો ત્યાગ કરાવીને જોશીને બોલાવી નામ પુછાવી વિધી પુર્વક તેનું "ગુણચંદ્ર" એવું નામ આપ્યું દીન પ્રતીદીન પુત્ર વૃધ્ધિ પામવા લાગ્યો સુદરસન શેઠને પુત્રના મુખનું દર્શન થતું ત્યારે તે પોતાને અહોભાગ્ય માનતા હતા સૃષ્ટિના નિયમ પ્રમાણે પાંચ માસનો પુત્ર થયો ત્યાં લગી સુંદરસન શેઠ ખાસ કરીને પોતાનું શીયળવ્રત જાળવી બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરતા હતા. "સમજુ માણસો પોતાની સ્ત્રી સગર્ભા થાય ત્યારે પાંચ માસ પછી અને પ્રસવ થયા પછી પાંચ માસ સુધી તેની સાથે સંસાર સુખ નહિ ભોગવતા બ્રહ્મચારીજ રહેછે" ગુણચંદ્ર અનુક્રમે વૃદ્ધિ પામતા થકા જ્યારે બે વરસની વય પામ્યો ત્યારે પોતાનું શરીર હૃષ્ટ પુષ્ટ અને મજબુત થયું હતું. તેમના પિતાશ્રીએ પૌષ્ટીક પદાર્થો ખવરાવવાની તો ઘણા દિવસથી ગોઠવણ કરી આપી હતી હવે જ્યારે પુત્રને માટે પૌષ્ટીક પદાર્થો ઘરમાં આવે ત્યારે તેની માતા પણ તેમાં ભાગ પડાવે તેમાં કાંઇ નવાઇ નથી તેમજ દંપતી પ્રેમનો તેનામાં સજ્જડ દાબ બેસાડી

# પ્રકરણ ૨ જું

## પ્રથમ સમાગમ.

"સહસ્ત્ર જીભવાળો સુર ગુરૂ પણ કુદરતનું વરણન કરવાને અશક્ત છે, તો સામાન્યની વાત શી કરવી. એકજ વરસમાં એકજ ઋતુમાં જે રચનાઓ જોવામાં આવે છે, તે જોઇને મનુષ્ય માત્રને પોતાની અલ્પ શક્તિનો ખ્યાલ આવ્યા વગર રહેશે નહિ. કુદરતની લીલા આગળ મનુષ્ય એક તુચ્છ માત્ર છે. એટલુંજ નહિ પણ મનુષ્યએ કુદરતનો એક નમુનો છે પોતાની અમુક જાતની શક્તિથી મદોન્મત્ત થયેલા મનુષ્યો કુદરતની લીલા તરફ નજર કરી તમારો ગર્વ ઓછો કરો." હજારો વરસ સુધી પ્રયત્ન કરવા છતાં માણસ જે પદાર્થનો એક અંશ માત્ર પણ બનાવી શકતો નથી તેવા દરેક પદાર્થો કુદરતી બનાવથી આપો આપ બની આવે છે કેવું આશ્ચર્ય ?

"કુદરતી લીલાના રમકડા રૂપ આપણી આ જગતની વિચીત્ર રચના ઉપર ખ્યાલ કરી લે" જગતમાં એવો કયો માણસ છે કે જેને કુદરતની લીલા ઉપર આધાર ન હોય કુદરતના કાર્ય આગળ મનુષ્ય એક તણખલા જેવો છે. મનુષ્યને જીવતો પોશાક જો કુદરત પુરો ન પાડે તો માણસ શું કરી શકવાનો હતો.

જગતની અનિત્યતા અને અશરણતા બતાવવાને કુદરત કાંઇ ઓછું શિક્ષણ આપતી નથી તેમ છતાં મનુષ્ય જાતીના પ્રાણીને વૈરાગ ભાવ ઉત્પન્ન થતો નથી. એ બહુ તાજુબીની વાતછે.

બહુ તાપ નહિ અને અતી ટાઢ નહિ એવી સમશિતોષ્ણ વસંત ઋતુ આ વખતે સર્વને આનંદનું સ્થાન થઇ રહી હતી. કંદર્પનું જાણે નિવાસ સ્થાનજ હોય તેમ આ ઋતુ દરેક તરૂણ સ્ત્રી પુરૂષોનાં હૃદયમાં કામ વાસના પ્રદિપ્ત કરી તેનાજ સંકલ્પ વિકલ્પ કરાવવામાં જ્યારે પરવશ્યએલી હતી ત્યારે સુરીપુર ન-

તે વ્યભિચારી થશે; અને પોતાના કુળ તથા નામને બટો લગાડશે. તેવા પુત્ર કરતાં પુત્ર ન હોયતો શું ખોટું? આવો વિચાર કરવાથી શેઠજીનું મન અર્દ્ધ દગ્ધ થવા લાગ્યું પરંતુ દૈવ ઇચ્છા આગળ કાંઇ જોર ચાલે તેમ ન હતું. વળી પોતે પણ કેળવાયલો હોઇ ખોટા તર્ક વિતર્કને આરત ધ્યાનને માંડી વાળીને છેવટ પરમોદનેજ સ્થાન આપ્યું અને યથાસ્થિત ઓચ્છવ કર્યો બારમે દિવસે અસુચી ટાળી સુચીકા વસ્ત્ર ધારણ કરી "મેઘચંદ્ર" એવું નામ આપ્યું. અને અનુક્રમે તેની માતા પદ્માવતી તેનું પ્રતિપાલન કરવા લાગી.

હવે જ્યારે ગુણચંદ્ર ઉમર લાયક એટલે પંદર સોળ વર્ષનો થયો ત્યારે તેના મા બાપે ત્યાંથી ત્રણ ગાઉ ઉપર એક પુરણચંદ્ર એવે નામે એક ગામ હતું, ત્યાંના વ્યવહારીયા શેઠ ક્રિપાચંદ્રની પુત્રી સુમંગળા સાથે લગ્ન કીધા, અને શુભ મહુર્ત જોવરાવી જાન લઇ જવાની સામગ્રી કરી. સુંદરસન શેઠે પોતાની ઇજ્જત પ્રમાણે સારો ઠાઠ લઇ જાન જોડાવી પુર્ણચંદ્ર આવ્યા, ત્યાં ક્રીપાચંદ્ર શેઠે સારી ધામ ધુમથી સામઇયું કર્યું; ઉતારા અપાવ્યાને મંગળીક ગીતોથી વરઘોડો ચડાવી વર રાજાને માંડવે પધરાવ્યા બ્રાહ્મણો બોલાવી વીધિ સાથે લગન કરી સુમંગળાને ગુણચંદ્રની વેરે પરણાવી દીધાં વણીકના રીવાજ પ્રમાણે પાંચ દિવસ જાન રાખી સર્વે પરણાઓને સારી રીતે આગતા સ્વાગતા કરી સંતોષ આપ્યો ક્રિપાચંદ્ર શેઠે પોતાની પુત્રીને પોતાની ઇજ્જત પ્રમાણે સારી રીતે દાયઝો આપી છઠે દિવસ જાનને રજા આપી. અનુક્રમે ત્યાંથી રવાના થઇ સુંદરસન શેઠ જાન લઇ પોતાના સુરીપુર નગરે આવ્યા, બડી ધામ ધુમની સાથે સામઇયા કરી જાચકોને દાન આપી જય જય કારના અવાજ વચ્ચે સરવ સૌરીપુર નગરને વિષે દાખલ થયા.



હિ આવવાનું શું કારણ હશે; તે તેણી સમજી શકી નહિ, ચાર કરે છે તેટલામાં તો તે પુરૂષ બોલ્યો, કેમ ભાભી મારા ઇ હજુ આવ્યા નથી કે?

**રતિ**—આજે કોણ જાણે શું એ થયું કે હજુ આવ્યા થી. આવું કદી પણ બનતું નથી દશ વાગ્યા કે તુરતજ આવી ાવે છે. આજે તો હજુ લગણ આંહી આવ્યા નથી. તમારે ાંતો નથી ને?

**પુરૂષ**—મારે ત્યાંતો નથી. દરરોજના નિયમ પ્રમાણે દસ વાગેજ તે ગયા છે, અમો વાતો કરતા હતા, ત્યાં ઘડીઆળમાં સ વાગ્યા એટલે તરત ઉઠીને સેર આવ્યા પણ આહી જોઉં છું ો હજુ આવ્યા નથી.

રતિસુંદરી—આવેલા પુરૂષની બોલવાની ઢબ. આવવાનો હેતુ સત્યાસત્ય સમજવાને તે બહુ બારીકીથી જોતી હતી તેની અંગચેષ્ટા ઉપરથી તેના મનનો હેતુ તે કળી ગઇ. ત્યારે તેણી પોતાની ગભરામણ દુર કરી પોતાનો પ્રતાપ પ્રગટ કરીને બોલી.

આ પ્રમાણે દંપતીના વિલાસો અસમાપ્ત થવા છતાં, પણ રાત્રી સમાપ્ત થવા લાગી કુકડાંઓ ઉંચ સ્વરથી પોકાર કરવા લાગ્યાં શુદ્ધી પુનમનો ચંદ્ર પણ ફીકો પડી જવા લાગ્યો, દરબારમાં નોબતો ગડગડવા લાગી. આકાશના તારાઓ શુન્ય થવા લાગ્યા, અને પૂર્વ દિશા અરૂણના કિરણોથી રક્ત થવા લાગી. ત્યાગીજનો પ્રતીક્રમણાદી ક્રિયાઓમાં લીન થવા લાગ્યા "ત્યાગી વર્ગના સાધુ અને શ્રાવક બને આ રીતે જાણે છે માટે દેશ વ્રતી શ્રાવકો એ સાંજ સવાર બંને વખત પ્રતીક્રમણ કરી પાપ આલોવવું આવશ્યક છે"

સુખચંદ્રના બાહુ પાસમાંથી નીકળવું નહિ ગમતાં પણ પ્રભાત સમય થવાથી પલંગપરથી ઉતરી ચંદ્રકળા પોતાના કેશપાશને બાંધવા લાગી, વસ્ત્ર ટીકાટીક કરીને પહેરવા લાગી, એટલામાં તેની સાસુ પદ્માવતીના આગ્રહથી રતિસુંદરી ત્યાં આવી. તેના આવવાનો અવાજ સાંભળી સુમંગળા એકદમ શરીર સ્વસ્થ કરી મહેલથી હેઠે ઉતરી. રતિસુંદરીની સાથે જઈ પોતાની સાસુ પદ્માવતીને દરબારે પગ ચાંપવા લાગી, ત્યારે તેની સાસુએ ઘણીજ આશીષ પૂર્વક આદરસત્કાર કરી હમેશને માટે સુખી રહો, એવા આશીર્વચન આપ્યાં.

જેમજેમ દિવસો વધતા ગયા તેમતેમ સુમંગળા અને સુખચંદ્રનો પ્રેમ પરસ્પર વૃદ્ધિ પામતો ગયો દિવસના સંસારીક કામકાજથી નિવૃત્ત થયાં છતાં રાત્રીના સમયે દંપતી પ્રેમમાં તેઓ મશગુલ થવા લાગ્યાં અનુક્રમે તેઓને સંસાર સુખ ભોગવતાં છતાં સુમંગળાને ગર્ભ રહ્યો અને પુરેપુરા સવાનવ માસે ગર્ભનું પ્રતીપાલન કરતાં થકાં રતિસમાન અને ઇંદ્રાણીના રૂપ ઉપર પણ શોક આપનારી મોહની સ્વરૂપ અને આપણી વાર્તાનો નાયક પુત્રનો જન્મ થયો.



# પ્રકરણ ૩ જું.

## પદમાવતીની મૃત્યુક્રિયા અને સુદરશન શેઠનો વૈરાગ.

### મનહરછંદ.

ભાવી તણા ભેદ ઉંડા જાણ્યા તે ન જાય કોથી,
હેતથી હસાવે આજે કાલે રોવરાવે છે.
રણમાં જીતાડે આજે શત્રુને શરણ આવી,
કાલ તો બેહાલ કરી બાજીને હરાવે છે,
અભિષેક રાજ્ય તણો રામનો થવાનો હતો.
રાજ્ય ભોગ નષ્ટ કરી કષ્ટ દેખરાવે છે,
ભવિષ્ય સંયોગ પાસ જોર તો ન ચાલે કોઇ
કર્મતણા સંયોગ ભોગ કામ તે કરાવે છે.

"સુખ ઉપર દુઃખ, અને દુઃખ ઉપર સુખ, એમ હમેસાં આવાજ કરે છે. એવું સમયચક્ર આ દુનિયામાં હમેશને માટે ચલાવવાનો સંચો કુદરતે સદા કાળને માટે ચડાવીજ રાખ્યો છે."

સુંદરમન શેઠ અને પદમાવતી શેઠાણીએ આજદીન સુધી જે સુખો ભોગવ્યા છે; તેનો ખ્યાલ વાંચનારાઓને સહેજ સમજાઇ ગયો હશે કે ખરો દંપતી પ્રેમ જાળવનાર જોડલુ આ સૃષ્ટીમાં આ નગરીમાં અને આ શેઠના કુળમાં જો હો તો એકજ છે વળી તેમના પુન્યોદયથી બુધ્ધીશાળી અને સ્વરૂપવાન બે પુત્રોને તેણે જન્મ આપ્યો છે. વળી તેમને લગ્નાદી ક્રિયાઓ કરી ધનનો લાવ લઇ સહુને રસ્તે ચડાવી આપ્યા છે ત્યારે પોતે પણ સુંદરીપુરને વીસે બહુ માન પામવાથી અને ઇજ્જત આબરૂ સારી મેળવવાથી તે સ્વર્ગ સમાન સુખ ભોગવે છે. એમ કેટલોક કાળ વીતી જવાથી એ સુખ કુદરત દેવીએ સહન ન થવાથી સુખનો આંકડો ઘટાડી દુઃખનો આંકડો આવવાની છાયા બેસવા લાગી,

સેઠાણી પદમાવતીને પણ એમજ જણાતું હતું કે મારા જેવું સુખી કોઇ નથી પણ દૈવથી તેનું સુખ જોઇ સકાયું નહિ ત્યારે એકાએક સેઠાણી ભયંકર માંદગીને ભોગ થઇ પડયાં. ( આ વખતે શેઠ સેઠાણીની ઉમર વરસ ૪૦ ચાલીશની હતી. ) આખો દિવસ ઉધરસ અને શરીરમાં ઝીણો ઝીણો તાવ આવવા લાગ્યો પછી તો તે હાડ જવર થઇ ગયો અને તેમાંથી માંદગીનુ રૂપ બદલી ક્ષયનું રૂપ જણાવવા લાગ્યું. સુમંગળાને પોતાના પિયેર જવું હતુ પણ તે વખતે તેને પીઆર જવું પણ બંધ રહ્યું કારણકે તે ઘરમાં તે સિવાય બીજી કોઇ સ્ત્રી હતી નહી રતી સુંદરી પણ સાસરે ગયેલી હતી.

પદમાવતી શેઠાણીની માંદગીમાં દીન પ્રતીદીન વધારો થવા લાગ્યો, એટલે સુધી કે પછે તેનાથી ઉઠી બેસી પણ સકાતું નહોતું. હમેશાં ડાકતરો ઉપરાચાપરી આવવા લાગ્યા. અને સુમંગળા પણ સાસુની સેવા ભક્તિ કરવા લાગી, આખો દિવસ તે શેઠાણીના ખાટલા આગળ જ બેસી રહેતી, હાથ પગ દબાવતી, શેઠાણી એક દિવસ સુમંગળાને પાસે બોલાવી કહેવા લાગી, કે બેટા—વહુ તમને જોઇ મારી આંખો ઠરેછે, તમે ઉંચા કુળના અને મારાં ઘરનું આંગણું સોભાવો તેવાં છો. હું હતભાગણી કે આવું સુખ મેલી ચાલી જાઉં છું, એક તરફ વિચાર કરતાં જોકે મારા સરખી ભાગ્યશાળી આ વખતે કોઇ કહેવાય નહિ, કારણકે દીકરાની ખાંધે ચડી જવું આ જમાનામાં દુર્લભ છે, વળી મારે કોઇ જાતની ઇચ્છા રહી નથી, ગરીબોને પોષણાર્થે ગુપ્તદાન દેવામાં અને સ્વધર્મીઓ, જૈન બંધુઓને સહાય કરવામાં કોઇ જાતની ખામી રાખી નથી. ધણીનો એક બોલ પણ મેં ઉથાપ્યો નથી, ધણીની મારા ઉપરની લાગણી જોઇ મારૂ હૃદય આ દુનિયાને છોડી જતાં બહુ ગભરાય છે, (એમ કહેતાં તેણીની આંખમાંથી પાણી નીકળવા લાગ્યાં) પાંચ વરસ બેઠી હોતતો મારા મનને કોઇ જાતની ખેદ રહેત નહિ. પણ ભલા, દૈવથી મારૂં સુખ જોઇ સકાયું નહિ. કે મને અધ વચમાંજ ઉપાડી લીએ છે બેટા વહુ હું તમને શું શિખામણ દઉં પીએર સાસરાની આબરૂ જોઇને ઘર સંભાળજો, આ ઘરનો ભાર તમારા

માથે છે. તમે ઘરમાં મોટાં છો, માટે સંભાળીને ચાલજો, મારા ગુણુચંદ્રની ખરા જીગરથી સેવા ભકિત કરતાં તેને દંપતી સુખ આપવામાં તો તમો કાંઇ ભુલો તેવાં નથી, હવે હું આ મંદગીમાંથી ઉઠવાની નથી.

સુમંગળા—બાઇજી ? આજ તમે આસું બોલોછો, તમો આમ કરશો તો, મારા શું હવાલ ? એવું કાંઇ બોલોતો તમને સમ છે કાલ સવારે આરામ થઇ જશે; હોય, શરીર છે, તો મંદવાડ તો આવ્યા કરે. માટે એ બધું મનમાંથી કાઢી નાંખજો, તમારા સિવાય અમને કોનો આધાર છે. અમારૂં ઢાંકણુ અને આભુષણુ રૂપ તમે છો.

સેઠાણી—નહિ? નહિ? વહું ખરેખર કહુછું કે; હવે મારા સરીરનો જરા પણુ ભરૂંસો નથી, મારા માટે ઉપાય કરવામાં કોઇ જાતની ખામી રહી નથી. શેઠ બિચારા દોડાદોડ કરી રહ્યા છે તેમજ ગુણુચંદ્રે પણુ મારી સેવા ભકિત અને ઓપચોપચારો કરવામાં કાંઇ બાકી રાખી નથી ડાકટરની દવાથી ચાર દિવસ આરામ થઈ જાય ત્યાંતો વળી તેવુને તેવુંજ થઇ રહે છે, ઘણા ઉપાયો કર્યા પણુ કોઈ પ્રકારે આરામ થતો નથી, ( એટલામાં શેઠ બહારથી આવ્યા, એટલે સુમંગળા ઉઠી ઘરમાં ગઇ. અને શેઠ પલંગ પાસે બેઠા, અને પદમાવતીની આંખમાંથી આંસુ જોઇને. ગભરાઇને બોલ્યા. )

સુંદરસન—અરે ? તું તો ગાંડી દેખાય છે જરાય હિંમત નથી એતે શું; સું. કોઇને માંદગી નહી આવતી હોય ! શરીર છે ગોરા ડાકટરને બોલાવવા ગુણુચંદ્રને મોકલ્યો છે. હમણા આવશેને આરામ થઈ જશે. આતો શુંછે મોટીમોટી માંદગી આવે છે તો પણુ આરામ થઈ જાય છે, જીનેંદ્રનું ધ્યાન ધરો બધું સારૂ થઇ જશે.

સેઠાણી—( ગદગદીત કંઠે બોલી ) હું તમોને શું કહું તમે હવે મારા શરીરનો ભરૂંસો રાખશો નહિ, આગલે ભવે, એ ! મેં શુ પાપ કર્યાં હશે, કે આવી મધ્યમ અવસ્થામાં

આવું આપણું સુખ મેલીને હું ચાલી જઉછું. આ પ્રમાણે વાતો કરે છે એટલામાં ગુણચંદ્ર આવી પહોંચ્યો, શેઠે પૂછ્યું કેમ ડાકટર સાહેબ આવ્યા ?

ગુણચંદ્ર—પિતાજી ? ડાકટર સાહેબે કહ્યું છે કે હું સવારે આવીશ, અને તમે અમુક ચીજો તૈયાર રાખજો, મારે તપાસ કરવો છે. સવારે સાત વાગે ગાડી મોકલજો, ગાડી માટે પ્રેમલાને કહેતો આવ્યો છું.

સુંદરસન—બેટા તેં ડાકટર ને બધી હકીકત તો કહી હશે. પછી ડાકટરે શુ કહ્યું ?

ગુણચંદ્ર—પિતાજી ? ડાકટર સાહેબે કહ્યું છે કે, કાંઇ ભય જેવું નથી, આરામ થઇ જશે, ને સવારે હું આવીશ એટલે બધી તપાસ કરી દવા આપીશ તમે ગભરાશો નહિ,

શેઠાણી—બેટા ગુણચંદ્ર ડાકટર સાહેબ હવે આવે કે ન આવે તમે મારી આશા રાખશો નહિ. મને કાંઇ મોતની બીક નથી કોઇક દિવસે મરવું તો છેજ અને આમ ધણી દીકરાની ખાંધે ચડીને જાઉં તેથી બીજું શું ? પણ આ ઘરમાં હું થોડા દિવસની મેમાન છું.

ગુણચંદ્ર—માતુશ્રી તમો આવી ગાંડી ગાંડી વાતો શું કરો છો કાલે તમને આરામ થઇ જસે, ગોરા ડાકટર આવશે એટલે તે દવા કરશે કે આરામ, માટે ફિકર મૂકી જીનેંદ્રનું ભજન કરો સૌ સારૂં થઇ જશે એમ કરતાંમાં તો તરત શેઠાણીએ બે ભાન થઇ પડતું મુકયું, આંખયો તરી ગઇ અને શ્વાસો શ્વાસ ખેંચાવા લાગ્યા, શેઠજી તથા તેના બે પુત્રો તથા સુગંગળા પાસે આવીને બેઠાં અને પરભવનું ભાતું આપનારી ધર્મક્રિયા, અને આત્માને સ્થીર રાખવા માટે એક જીનેંદ્રનાં વાકયો વારંવાર તેમના કર્ણપર કેહવા લાગ્યા. અને પુન્યાર્થે એક હજાર રૂપીયા વાપરવા કહ્યું, થોડીજ વારમાં તેમનો અમર આત્મા આ દુનિઆમાં બાંધેલાં પોતાની કાયા રૂપી ઝુંપડાને છોડી પરલોકમાં વળી, બીજા નોતન ( નવા ) ગૃહમાં નિવાસ

કરવા કુચ કરી ગયો, શેઠ તથા તેમના પુત્રો, વહુ તથા આવેલાં સગાં સબંધીઓ રૂદન કરવા લાગ્યા, અને થોડી વાર પછી મૃત્યુ ક્રિયા કરી અગ્નિ સંસકાર કરવા માટે તેણીનું શબ શમસાન ભુમીપર લઇ ગયાં, અને ત્યાં બીજા આવેલા સંબંધીઓ એ કાષ્ટની ચિત્તા ખડકી અંદર શબને ગોઠવી ઉપર કાષ્ટને લગાવી અગનીનો સ્પર્સ કરતાં ચિતામાંથી એકદમ લાલ રંગની જ-વાળાઓ પ્રગટ થઇ.

શેઠજીના વીસ પચીસ વરસના સહવાસ વાળી અને ખરો દંપતી–પ્રેમ દરશાવનારી પોતાની અર્ધાંગનની આ દશા જોઇ શેઠના મનને ઘણુંજ માઠુ લાગ્યું, પણ દૈવ કોપ આગળ શું ઇલાજ! જેમ જેમ ચીતા સળગતી ગઇ તેમ તેમ શેઠના મન ઉપર દંપતીપ્રેમની અસર ઘટીને તેના સ્થાને વૈરાગ્યની અ-શર ભરાવા લાગી, દહન ક્રિયા કરી સહુ કોઇ શેઠને ઘરે આવ્યા અને સર્વેએ સ્નાન કરી, શેઠની રજા લઇ સહુ સહુનાં ઘરે ચાલ્યા ગયા.

સુદરસંન શેઠના મન ઉપર જે ખરા વૈરાગે છાપ મારી તેથી તેના હૃદયમાંથી વિષય વાંસના તો તદંન દુર દુર નાસવા લાગી અને નવા નવા વૈરાગ્યના અંકુરો ઉગવા લાગ્યા.

" મનુષ્યના મનની સ્થિતીનો ખ્યાલ આવવો ઘણો કઠન છે; એકજ માણસને અમુક પદારથ પર ગાઢ પ્રેમ હોય છે તેજ વસ્તુ પર અમુક કારણો મળવાથી એવો તો અભાવ થાય છે કે તેને નજરે જોતાંબી તેના પર તિરસ્કાર અને કંપારી છુટે છે. ભાઇઓને પરસ્પર ગાઢ સંબંધ હોય તે પણ અમુક કારણોને લઇને તેઓને ભવિશ્યમાં એવો તો કલેસ અને અભાવ થાય છે કે તેનું પરિણામ વિપરીત આવે છે, તેવાજ પ્રકાર હજારો અ-સિક્ષીત અને કેળવણી વિનાના પતિ અને પત્નીમાં જોવામાં આવેછે."

શેઠજીની વિચાર દ્રષ્ટી વૈરાગ્ય પર દોરાવાથી તત્વ જ્ઞાનના પુસ્તકો તે વારંવાર વાંચવા લાગ્યા તેથી તેના સુત્ર મ-ગજમાં અંતઃકરણના અનુભવનું પ્રતીબિંબ પડવા લાગ્યું તેમનાં મનમાં સહેજ રીતે એવી અશર થઇ કે આ જેકાંઇ પ્રકારે અને

વિચીત્રતા જોવામાં આવે છે. તે બધી બાહ્ય પ્રવૃતી છે. અને તે બાહ્ય પ્રવૃતી અને બાહ્ય કારણોમાં ક્ષણીક સુખની કલ્પના કરવી તે એક ભુલ છે, શરીરાદિક જેમ મહારોગનું કારણ છે. તેમજ સ્ત્રી પુત્રાદિક પણ અનેક ચિંન્તાઓનાં ઘર છે તેમાં આપણે જે મન કલ્પિત ભાવના બાંધીએ છીએ તે અજ્ઞાનતાનો મારગ છે આ શરીરને ચલાવનારો જગતના અનેક પદાર્થનું જ્ઞાન કરાવનારો જેની અનંતિ શકિત હોવા છતાં દ્રવ્ય શરીરથી દબાઇ રહેલો ને અંગે અંગે વ્યાપી રહેલો છે તે આત્મા કહેવાય છે. એ આત્માની જયાં લગી ઓળખાણ નથી થઇ ત્યાં લગી ઉપર કહેલા બાહ્ય સુખ સરવ નાસવંત છે અને પરિણામે દુખ આપનારા છે તેમાં મનુષ્યો અહંપદ રાખે છે પણ જયારે બહુ વિચાર કરીએ છીએ ત્યારે જે પદારથ પાંચ પચીસ વર્ષે આપણને સુખી કે દુખી કરી, ચાલ્યો જાય છે. તેને આપણો કે મારો કરવો એ કેવળ અજ્ઞાનતાજ છે.

આવા અનેક જાતનાં વિચારોની શ્રેણી શુદર્શણ શેઠના મગજમાં અનુભવતી ગઇ અને અભ્યંતર અને બાહ્ય બને વર્ગના સબંધમાં તેનું અંતઃકરણ ડામાડોળ થવા લાગ્યું રાત્રી દિવસ અને દુકાન પર જાય તો ત્યાં પણ તેમને એજ વિચાર થયા કરતો હતો અને પુસ્તકોનું તેમણે શુક્ષ્મ અવલોકન કરવાથી તેમાં શું રહસ્ય છે. તેનુ મનન કરવા લાગ્યા, ધીમે ધીમે તેને નવિન પ્રકારનો અનુભવ થવા લાગ્યો, અને એક થોડાંજ દિવસમાં તેમના મનની સ્થિતીમાં એટલો બધો ફેરફાર થઇ ગયો કે વૈરાગ દિશાએ તેના ઉપર ઘણે અંસે જય મેળવ્યો અંતકરણમાં વિવેક બુધીની જાગ્રતી થઇ વસ્તુનુ સ્વરૂપ અને તેના ભવિષ્યના પરિણામને તે સમજી શકયા જગત મિથ્યા છે, એવો તેમને એકાએક ભાસ થયો, અને ત્યારથી તે એકાંત વાસનુંજ સેવન કરવા લાગ્યા. અને તેજ તેને પ્રિય થવા લાગ્યું, ખાવાનુ મળે તે ખાઇ લેવું શાદો પોશાક પહેરવો અને કોઇ મહાત્માના ખબર મળે તો ત્યાં જલદી જવુ કોઇ કોઇ વખતતો કુદરતની લીલા જોવામાં તે ગરકાવ થઇ જતા અને તે ઉપરથી તેમને ઘણું એક શીખવાનું મળી આવતું.

એક દિવસ સાંજના સાડા પાંચ વાગ્યાને સુમારે, સુંદરસંગ શેઠ વાળુ કરીને; ઘરેથી નીકળ્યા, તે દિવસે બે ત્રણ અકાળ મૃત્યુ, અને એવા બીજા બનાવો જાણવાથી, તેના મગજમાં મરણ પછીની, અવસ્થા વિષે બહુ સંકલ્પ થવા લાગ્યો, બજારમાં જે વસ્તુપર તેમની નજર પડતી તે દરેકમા તેમને પ્રત્યક્ષ મોતજ જણાતું હતું. કોઈ વસ્તુ એકજ રૂપે રહી શકે, તેવું તેને જણાતુજ ન હતું. "ખરો વૈરાગ્ય જેને પ્રાપ્ત થાય છે તે સર્વે વસ્તુમાં, મોત મોત, ને મોતજ નીહાળે છે. એક પરમાત્માના નામ સિવાય કોઇ વસ્તુમાં સાર દેખતો નથી" કોઇ વસ્તુ એક રૂપ હોઈ શકે, એવું તે શેઠને કાંઇ પણ જણાતું નહોતું. દુકાનો અને પેઢીઓ જેમને ખ્યાલ થતો કે, આ અમુક વરસ પહેલાં ન હતું. અને અમુક વરસ પછી રહેવાનું નથીજ, આવી રીતે "દુનિઆમાં એવો કોઇ પદાર્થ છે, કે જેનો કદી પણ નાસ થતો ન હોય, સુખનાં સાધનો મનાય છે તે તો રહેતાં નથી અને જે એકને સુખ આપે છે, તે બીજાને દુઃખ કર્ત્તા નિવડે છે. એવા બાહ્ય પદાર્થોમાં તો સુખ આપવાની શક્તિ નથી. માણસ પોતેજ સુખ કે દુઃખ આરોપે છે."

એવી રીતે અનેક પ્રકારની કલ્પનાઓ કરતાં, તથા તેનો અનુભવ લેતા, તે ગામ સૌરપુરના દરવાજા બાહાર નીકળ્યા, આ વખતે વરષા રૂતુથી તમામ વનસ્પતિઓ ખીલી નીકળી હતી. અને ગામના પાદરમાં એક નદી પાણીથી ભરપુર વહેતી હતી, તે ઉપરે માણસોને જવા આવવા માટે જે પુલ બાંધેલો હતો તે રસ્તેથી તે શેઠ નદી ઉતરી પેલે પાર ગયા, સંધ્યા સમય થવાથી મનુષ્ય કોઇ છુટા છવાયાં નજરે પડતાં હતાં અને તે પણ પોતે પોતાના ઘર તરફ જતાં હતાં ત્યારે, આ શેઠજી તો શહેરને છોડીને જંગલમાંજ કુદરતની લીલા જોતા જોતા વિચારમાંને વિચારમાં બહાર નીકળી ગયા, બહાર નદીની પેલી મેર ખેત્રો હતાં તે વરસાદને લીધે લીલાં લીલાં દેખાતાં હતાં, ત્યારે શેઠને વિચાર થયો, કે જે જમીન કાંકરાને માટીથી ભરેલ હતી, તે ઉપરે વરસાદના પાણીથી આનંદીત વનસ્પતિ કેવી રીતે ઉત્પન્ન થઇ હશે. મનુષ્યના ક્ષણીક પણ શારીરીક જીવન માટે આ વનસ્પતિ આધાર રૂપ છે,

બિચારા પશુઓનું પણ એજ જીવન છે, કુદરતની લીલાનો કાંઇ પાર છે? આંહી અનેક જાતનાં જીવ જંતુઓ ઉત્પન્ન થએલાં દેખાય છે. તેઓ કેવા કોમળ અને દુરબળ છે; આપણી આંગળીના ટેરવાથી અગર પગ અડવાથી તેના સોએ વરસ પુરાં થઇ જાય આવુ છેક નિર્બળપણું એનામાં કેમ પ્રાપ્ત થયું હશે, આપણેતો સામાન્ય રીતે પચાશ પોણો સો વરસ સુધી અનેક સાધનોવાળી અને આ જંતુઓ કરતાં, હજાર દરજ્જે સુખી જીદંગી પ્રસાર કરીએ છીએ. પણ આ જીવોતો તુરત મરી જાય છે. એ જીવ મનુષ્ય કેમ નહિ થતાં હોય જીવમાં ઉંચ નીચપણુ શા કારણથી આવતુ હશે: તે મારાથી સમજી સકાતું નથી.

આ રીતે સંકા શીલમનથી, સદગાં તદવા વિચાર કરતાં તે સિધા ચાલ્યા જાયછે. પોતે કયાં જાયછે, તેનું કાંઇ ભાન નથી દ્રષ્ટિમર્યાદામાં જેજે પદાર્થો પોતે જુએ છે, તે વિષે અનેક જાતના વિચાર અને કલ્પનાઓ તે કર્યા કરે છે, એમ અનુક્રમે, ચાલતાં ચાલતાં, એક વિશાળ જમીન આવી ત્યાં જઇને શેઠજી ઉભા રહ્યા અને ચોતરફ નજર કરતાં, ખેત્રો આવેલ હતાં. તે પણ તત્કાળના વરસાદથી, કોમળ વનસ્પતિ ઉગેલી હોવાથી સુંદર લીલા રંગની સાડી પહેરાવેલી સુંદરીના જેવી સોભા, તે વિશાળ જગ્યા આપતી હતી, ઉપર આકાશમાં જુદા જુદા રંગના વાદળાં દોડ ધામ કરી રહ્યાં હતાં. તે જરાવારમાં, તેજ વાદળાં ઉપર સોનેરી ગીલેટ ચડાવ્યો હોય, તેવો દેખાવ આપવા લાગ્યાં. આ પ્રકાશ કયાંથી આવ્યો હશે. એ વિષે કલ્પના કરતાં એમ જણાયું કે હમણાંજ સૂર્ય અસ્ત થઇ ગયો. ને તેનો પ્રકાશ આ વાદળાં ઉપર પડે છે, સૂર્ય અસ્ત થવાથી અંધારૂ થવાને બદલે, આ વખતે એકાએક અજવાળુ થઇ જવાથી વળી શેઠજી આમતેમ જોવા લગ્યા. પણ કયાંય સુર્યનો શુન જન્મ આપતો દીઠો નહિ, ત્યારે પછું વાળીને સનમુખ જુએ છે તો જયાં પીળાશ મારતો પ્રકાશ દેખાતો હતો, ત્યાં લાલચોળ પ્રકાસ થવા લાગ્યો, ને ક્ષણવારમાં તો તે પણ બદલી જઇ. સ્યામતા ધારણ કરવા લાગ્યો. એમ થવાના કારણોનો જયાં વિચાર

કરેછે, ત્યાંતો વાદળાં પ્રથમના જેવાં કાળાં થઇ ગયાં. આમ જ્યારે બન્યું ત્યારે થોડું ઘણું અજવાળું હતું, તે પણ ચાલ્યું ગયું. અને છેક અંધકાર થઇ ગયો, અને વાદળાંનાં છુટા છવાયાં ટૂકો નજરે પડતા હતા, તે પણ અંધારામાં ગુમ થઇ ગયા. "**સંધ્યા રંગ તે આનું નામ**"

દશેક મિનીટમાં આ થયેલો કુદરતી ફેરફાર શેઠજીના મગજમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરાવા લાગ્યો. "આ સંસારમાં જેજે પદાર્થો છે તે આ સંધ્યાના રંગ જેવા છે. થોડીકવાર રહીને તે હમેશને માટે અંધકારમાં દબાઇ જાય છે સંધ્યાના રંગ જેવું આ જીવન પણ ક્ષણીક છે, જેમ અંજારીમાંથી પાણી ટપકેછે તેમ દરેક ક્ષણે આયુષ્ય ઓછું થતું જાય છે. એમ વિચાર અને કલ્પના કરતાં શેઠજી આગળ ચાલ્યા, ત્યારે રસ્તાથી થોડે દુર એક વિસાળ વૃક્ષ દીઠું. અને તે વારા વૃક્ષ નિચે એક બે માણસના ઓળા અંધારામાં દુરથી તેને દેખાવા લાગ્યા.

---

# પ્રકરણ ૪ થું

## મહાત્માઓનું દિગ્દર્શન.

પૃથ્વીને વિષે શું દુર્લભ છે અર્થાત કાંઇ નથી ઉદ્યમથી દરેક વસ્તુ પ્રાપ્ત થઇ શકે છે, દરેક કાર્ય થઇ શકે છે. શુન્યકાર અટવીને વિષે પણ દાનેશ્વરી જનને દાન દેવાનો યોગ બની શકેછે, (મુનીશ્ચ બુદ્ધવત) તપસ્વી લોકોને તપ કરવાનો સારો યોગ મળી શકે છે. વિનય સકીર્તન મેળવવાના અનેક સાધનો મળી શકેછે તો વિસ્મય એ થાય છે, કે જેમ ગૃહસ્થાશ્રમમાં રહેલા લોકો કૃત્યઋ્ય પરાયણ થવાથી એવી દરેક શરારી વસ્તુને પ્રાપ્ત કરી શકે છે. ત્યારે મુમુક્ષુજનો શુન્યકાર જંગલમાં પણ બીન કૃત્યથી સર્વ શુભાશુભ વસ્તુઓ પ્રાપ્ત કરી શકે છે. કહ્યું છે કે "બહુરત્ના વસુંધરા"

સુંદરસન શેઠ પણ તેવી રીતે પોતાની વિચાર શક્તિનો દરેક ચીજોપર અજમાયશ કરતાં, અને તે ઉપરથી વૈરાગ્ય દિશાને જાગૃત કરતા, જંગલને વિષે ચાલ્યા જાય છે. ત્યાં નદીને પેલે પાર આવેલા ક્ષેત્રોના વચ્ચે એક વિશાળ વૃક્ષ નીચે એક બે માણસના ઓળા દીઠા તે બીજુ કાંઇ નહિં પણ ત્યાં પોતાના મનને ભાવતા અને પોતાના વિચારોને મળતા, પવિત્ર અને દર્શન કરવા લાયક બ્રણ સાધુજી દીઠા. ત્યાં આગળ જતાં એમ જણાયું કે તે સાંજના વખતે દેવસીય પ્રતીક્રમણું કરવાની સમાપ્તીમાં કાઉત્સર્ગ કરીને ધ્યાન ગૃસ્થ બેઠા હતા, આ વખતે શેઠજીની પોતાના મનની કલ્પનાઓ દુર થઇ, પણ તે મુનીશ્રીના દર્શન કરવાથી વળી બીજી નવી કલ્પનાઓ તે શેઠજીના મનમાં થાપ મારવા લાગી.

સુંદર ગૌરવર્ણું શરીર અને તેજસ્વી કાન્તિ જોઇ શેઠજી મનમાં વિચાર કરવા લગ્યા, કે આ સાધુજી દેખાતા ઘણા રિધ્ધીવાન જણાય છે. અને વળી ભૂતકાળમાં એટલે ગયે કાળે (સંસારમાં) તે ભાગ્યશાળીજ હોવા જોઇએ, તો આવો યોગ ધારણ કેમ કર્યો હશે? પ્રતીક્રમણાનો વખત હોવાથી તેઓ ધ્યાનમાંજ હતા, એટલે શેઠજીએ દર્શન કરી, આઠેક કદમ દુર પોતે જગ્યા લઇ બેઠા. અને દુર હર્ષથી તેઓ શ્રીનાં દર્શન કરવા લાગ્યા, વચમાં બેઠેલા મૂનીની મુદ્રા ઘણી ભવ્ય અને તેજસ્વી હતી આવા અંધકારમાં પણ તેમનું લલાટ ચમકતું હતું ને તેમનું શરીર પણ પુખ્ત અને મજબુત હતું બાજુના બંને મુનીઓ પણ ભવ્ય આકૃતીવાળા અને કોઇ મહા પુરૂષ હોય એમ જણાતા હતા. દરશન કરતાં કરતાતો શેઠજીના મનમાં અનેક પ્રકારના વિચારો ઉદ્‌ભવવા લાગ્યા, જ્યારે રાત્રી પડી ગઇ છે, ને હું ઘેર જાઉં એવો તેના મનમાં વિચાર પણ આવ્યો નહિ, આ વખતે રાત્રીના આઠેક વાગ્યા હતા અને કૃષ્ણ પક્ષની બીજની રાત્રી હતી, તેથી પૂર્વ દિશા તરફ કાંઇક અજવાળું થયુ હોય તેવો ભાસ થયો, ત્યારે શેઠજી જુવે છે તો પૂર્વ દિશા તરફ સુંદર અને શાંતકારી મનને આનંદીત એવો ચંદ્રનાં પ્રકાશ આવવા લાગ્યો, અને તે એ મહાત્માઓના

દર્શન અંધારામાં પણ અત્યંત કરાવતા હતા, તેનું તે દર્શન જુદાજ તેજથી ઝળકી ઉઠ્યાં, અને તેમાં તેને હર્ષનો પાર રહ્યો નહિ,

યોગીશ્વર ધ્યાન મુક્ત થયા, ત્યારે તેમની છેક નજીક આવીને શેઠજી તે વૃદ્ધ મુનીના પગમાં પડ્યા અને પછી બાજુમાં બેઠેલા બંને કુમારોને નમસ્કાર કરીને વિનયથી સેઠજી તે મહાત્મા પાસે બેઠા. આ વખતે આ દુઃખગર્ભિત તેને આંહી આવવાનું કારણ શું હશે? તેના મનની સ્થિતી કેવી છે, અને તેને અભિલાષા શી છે, તે મહાત્મા પોતેજ તુરત કળી ગયા. અને જેમ કાંઈ પણ એકાએક નિશ્ચય થઈ ગયો હોય, એમ જણાયા. ત્યારે શેઠજી મુનીશ્રી પ્રત્યે કહેવા લાગ્યા, મહારાજ? આપ મહાત્મા શ્રીથી આ અરણ્ય ભૂમી ક્યારે પવિત્ર થઈ છે? અને કેટલોક વખત આંહી રોકાવાનું છે? ત્યારે મુનીરાજે કહ્યું કે ભાઈ ગઈ કાલેજ અમારૂં અત્રે આગમન થયું છે; અને ચતુર્માસ નજીક આવવાથી. અમે એકાદ દિવસ રોકાઈ પાસેના શહેરમાં ચત્રમાસુ કરવાનો અમારો વિચાર છે.

શેઠજી—આપ સાહેબનું સ્મરણ કરવા યોગ્ય નામ, અને આપનું ભુતકાળનું સ્થળ જાણવાની આ સેવકને આકાંક્ષા છે.

સાધુજી—દેવાણું પ્રીયા? મારૂં નામ "વિજયપેનજી" અને આ બે ચેલાઓ છે, તેમાંના એકનું નામ "વિનયચંદજી" અને બીજાનું નામ "કેવળચંદજી," છે અમો સાધુઓને કોઈ નિશ્ચીત સ્થળ હોય નહિ, અપ્રતિબદ્ધ અને ઉગ્ર વિહાર કરીએ છીએ. તમો પણ પ્રભાવીક અને સુશિક્ષિત પુરૂષ જણાઓ છો; અત્ર વખતે અહીં આવવાનું તમારૂં કારણ શું છે. તે જણાવશો,

શેઠજી—મહારાજ? અનંતા જીવોથી ભરેલા, આ દુઃખમય અને ગુંચવડીઆ સંસારમાંનો એક પામર મનુષ્ય છું અને સંસારમાં સુખ દુઃખના ભ્રાન્તી કરાવનારી જુઠી જંજાળથી કંટાળી એકાંત વાસ પ્રિય હોવાથી વિચાર શુન્ય દિશામાં આ

સંધ્યા કાળેજ આપશ્રીની કિપાથી ત્યાંહી આવી પહોંચ્યો છું. અને અનાયાશે આપ કલ્પ વૃક્ષ, અને પવિત્ર સાહેબોના દર્શન થયાં.

સાધુજી—દેવાણુપીયા, તમારી શી અભીલાષા છે? તમોને ઉદ્દભવેલા આવિચારો તમારી ઉંચ સ્થિતીનું ભાન કરાવે છે.

શેઠજી—મહારાજ સાહેબ આપ પરોપકારી છો, આપ તરો છો અને બીજાને બિન સ્વાર્થે તારો છો, (એક વખત ઉઘાડા મુખે બોલવાથી અસંખ્યાતા જીવ હણાય છે) એ મહા વાક્ય અને એ સિધાંતને અનુસરી સુક્ષ્મ જીવોની પણ દયાની ખાતર, આપ મુખ વસ્ત્રીકા ધારણ કર્યા સિવાય એક શબ્દ પણ બોલી શકતા નથી, ત્યારે મારા જેવા પામર મનુષ્ય પર દયા કેમ નહિ લાવો? મારી એજ વિનતી છે, કે આપનું તથા આપના બંને શિષ્યોનું જીવંન ચરીત્ર આપના મુખારવિંદથી સાભળું, તો મારા મનની શકાઓ સર્વ દુર થઇ, ખરા રહસ્યનું ભાન થશે એમ હુ અવશ્ય માનુ છું, આપની મધુર વાણીમાં એવો રહસ્ય જણાય છે કે, આજનો મારો દિવસ આપની મધુર વાણી અને આપના દર્શનથી હુ કૃતાર્થ થએલો સમજું છું.

મુનીરાજ—હે ભવ્ય પ્રાણી? અમારૂં દરેકનું જીવન ચરીત્ર ઘણું વિસ્તાર વાળું છે તો પણ તમારી તિવ્ર અભીલાષા હોવાથી ટુકામાં હું મારૂં કથન તથા આ બે મુનીનું જીવન ચરીત્ર કહી બતાવું છું. આ વખતે ચદ્રમા પોતાનો પ્રકાશ મારી રહયો છે. તેથી અને આ કથનથી તમોને અને અમોને વૈરાગ્ય રસમાં સારો અનુભવ થશે

શેઠજીના મનમાં હર્ષનો પાર રહ્યો નહિ જેના દર્શનથી તૃપ્તી થતી ન હતી તેનું જીવન વ્રતાંત સાંભળવાની તક મળી. એથી તેના હૃદયને વિષે બહુ હર્ષ અને આનંદ થવા લાગ્યો.

---



# પ્રકરણ ૫ મું

## મહાત્માનો ઉપદેશ અને શુદર્શન શેઠનો સંસાર ત્યાગ.

મહાત્મા કહેવાતા મુનીઓ અથવા યોગીઓમાં કેટલા ગુણો હોવા જોઇએ. જેનામાં ક્રોધ ન હોય, વૈરાગ્ય હોય, ઈંદ્રીઓનું દમન કરે, ક્ષમ્યાવાન હોય, દયાવાન હોય, સર્વ જનને પ્રિય હોય, નિર્લોભી પ્રવચનના દાતાર ભય અને શોક રહિત હોય, જ્ઞાન સહીત બોધ આપનાર એ મુજબ દશ લક્ષણ જેનામાં હોય તે પુરેપુરા મહાત્મા અર્થાત ત્યાગી પુરૂષ કહેવાય છે.

આ મહાત્મા વિજયસેનજી તથા તેમના બંને શિષ્યોમાં ઉપર કહેલા સર્વ ગુંણો પુરેપુરો વિસ્તાર આપવાથી તેઓ એક મોટા પંડિત અને સર્વજ્ઞ જણાતા હતા.

જ્યારે શેઠજીએ મહાત્માને તેમના જીવન ચરીત્ર જાણવાની ઈચ્છા બતાવી ત્યારે આ જીવ ઉત્તમ સંસ્કાર વાળો છે. એમ ધારી મુનીશ્રી પોતાનું જીવન ચરીત્ર શેઠજીને સંભળાવવાની સાથે ઉપદેશ આપવાનું શરૂ કરે છે.

રાત્રીના સાડા આઠનો સુમાર થઇ ગયો હતો, આકાશમાંના ચંદ્રના શીતળ કિરણોથી જંગલના દરેક પ્રાણીઓ શાંન્તીનો અનુભવ કરતા હતા, આકાશમાં છુટાં છવાયાં વાદળાં જણાતાં હતાં, અને તેમાંથી ચંદ્રના કિરણો તથા તારાઓ ડોકીઆં કરતા હોય તેમ ઘડિકમાં પ્રકાશ અને ઘડીકમાં સહેજ અંધારૂ જણાવા લાગ્યુ અહિં મધ્યમાં એક વિશાળ વૃક્ષ અને ચારે બાજુએ વિશાળ ચોક આવી ગયેલો હતો. તેથી આ જગ્યા ઘણી રમણીક જણાતી હતી આ વખતે આંહી ચાર જણ સિવાય કોઇ પણ મનુષ્યનો સંચાર નહિ હતો.

બંને શિષ્યો બંને તરફ આવીને ગુરૂની સેવા ભક્તિ કરવા લાગ્યા, તેમજ તેઓપણ પોતાના ગુરૂનું જીવનચરીત્ર જાણતા નહિ હતા, તેથી તેમને પણ સાંભળવાની ઇચ્છા હતી, સાધુજીએ પોતાની મનોહર વાણીથી આત્મકથન કરવા માંડયું. શેઠજી તે મુનીશ્રીની સન્મુખ બે હાથને છેટે બે હાથ જોડી નમ્રભાવથી બેઠા હતા અને મુનીના દરેક વચનો સાંભળવાની આતુરતા હતી.

**મુની**—શેઠજી ? ત્યાગી જનોને પાછળનું ચરીત્ર, કામ ભોગ, અને સંસારના સુખદુઃખ યાદ કરવા એ યુક્ત નથી: પરંતુ કાંઈક ઉપકારની અપેક્ષાથી અને તમો પણ ઉત્તમ સંસ્કારવાળા હોઇ તમારી ઇચ્છા તૃપ્ત કરવાના હેતુથી ટુંકમાંજ પુર્વચરિત્ર કહી જાઉંછું હું જે કહુછું તેમાં કાંઇ પણ અંત શયોકિત નથી તેમજ કવીઓની પેઠે ફેરફાર નહિ રાખતાં જેવી હકીકત બનેલી છે તેવીજ કહુંછું.

મારો જન્મ રાજગ્રહી નગરીના એક સુંદર લતામાં તેજ નગરના મુખ્ય અને ધનાઢય વણીકને ત્યાં હતો, અમારા પિતાશ્રી પાસે કેટલું ધન છે તે હું પણ જાણી શકતો ન હતો. સોના રૂપાના રત્ન જડીત્ર વાસણમાં અમારૂં કુટૂંબ ભોજન કરતું હતુ, અને કુદરતી રીતે સ્વર્ગ સમાન અમારી ઇમારતો શોભતી હતી. કોઇ પ્રકારની ન્યુનતા એટલે ખામી મેં જોઇ ન હતી. બાર વર્ષનો હું થયો તો પણ દુઃખ તે શું તે સ્વપ્નામાં પણ હું જાણતો ન હતો, મોટામાં મોટા શ્રીમંતના ઘરની પવિત્ર કન્યા મારા પીતાશ્રીએ મને પરણાવી હતી. જેનું રૂપ અને લાવણ્યતાનું વર્ણન કરવું અશકય છે, તેની સાથે સંસાર સુખ ભોગવતાં મારી જીંદગીના દિવસો મને ક્ષણ જેવા લાગતા હતા, રૂતુ રૂતુના પાકને મેવા મિષ્ટાન હુંને સાતમે માળે બેઠા બેઠાંજ દાસ દાસીઓ મારફતે તૈયાર મળતાં હતાં, સાતમા માળથી હું ભાગ્યેજ નીચો ઉતરવા પામતો હતો. સારીરીક રોગનોલેશ મને જરા પણ અનુભવ થયો ન હતો. મારી કાયા હમેશાં કંચન જેવીજ રહેલી હતી, મારી પરણેલી કન્યા સાથે

હું અનેક પ્રકારની ક્રિડા કરતો હતો. સંસાર સુખ સિવાય આ જગતના દુઃખી જીવોનો કે, બીજો કાંઇ પણ અનુભવ થયો નહિ હતો. મારા પીતાશ્રીને હું એકનો એક પુત્ર હોવાથી તેઓને મારાપર ઘણો પ્યાર હતો. સઘળી રિદ્ધિનો હું એકલોજ માલીક હતો, મને સાતમા માળથી હેઠે ઉતરવાની તકપણ મળતી નહિ મારા માવીત્રોને મળવાની ઇચ્છા થાય તો તેઓ આપોઆપ સાતમે માળે આવીને મળતાં, સ્વર્ગ સમાન સુખ મેલીને નીચે ઉતરવાની મારી પણ ઇચ્છા થતી નહિ, મારી સ્ત્રી એવી ચતુર અને ચોસઠ કળાની જાણ હતી, કે ચોવીસે કલાક મને કેવી રીતે આનંદમાં રાખવો તેની બહુ સંભાળ રાખતી હતી. આવી રીતે મારાં બત્રીસ વરસ વીતી ગયાં, અને હું તો એમજ માનતો હતો કે મારાં હજારો વરસ આવીને આવી સ્થિતીમાં જશે.

એક વખત એમજ બન્યું કે હું મારી પવિત્ર પત્ની સાથે સાતમા માળની અગાશીમાં રમત ક્રીડા કરતો હતો, તેવામાં ત્યાંથી દુરના રસ્તાપર મારી નજર પડી. મારી સુંદર સ્ત્રીના દબાણથી મારૂં મન પાછું ખેંચી લેવાનો પ્રયત્ન કરતો હતો. પણ એવામાં એકાએક કૌતક મારી નજરે પડયું. સેંકડો માણસોનું ટોળું ત્યાં આગળ રોતું રોતું જતું હતું, તેઓનું રૂદન એવું કરૂણામય અને હૃદયભેદક હતું, કે તે સાંભળતાંજ મારા કોમળ હૃદયપર અસર થઇ, અને કુદરતી રીતે કાંઈ પણ જાણ્યા વગર મને રૂદન આવી ગયું મારી સ્ત્રીએ કહ્યું કે કોઇ મરી ગયું હશે મરીગયુ એટલેશું તેહું સમજતો નહતો, તેથી તેને પુછતાં તેણે ઘણી રીતે મને સમજાવ્યો. પણ મને કાંઇ સમજ પડી નહિ, એટલે બધા માણસો રોતારોતા કયાં ગયા, રોવાનું કારણું શું હશે, એ બધું જાણવાની મને ઇચ્છા થઇ, એટલેજ લાગલોજ કોઇને પુછયા વિના હું તે મહેલથી હેઠો ઉતરી ગાડી જોડાવીને જયાં એ રોતારોતા જતા હતા ત્યાં હું ગયો ને જોયું તો એક પાયા વિનાના ખાટલા જેવું કાંઇ હતું ને તેમાં કોઇ માણસને સુવાડી ઉપર સુંદર વસ્ત્ર ઢાંકેલુ હતું, અને મોઢું બંધ કરી દોરાવતી બાંધેલું હતું. હું તો તે જોતાંજ ભયભિત થઇ

ગયો, આમ કરવાનું કારણ શું ? આ માથું કુટતો તેનો બાપ કેમ રડે છે, એ બધું પુછવાથી કાંઇક અનુભવ થયો, અને મરવું તે શું એ જરાતરા હું સમજ્યો. મારી જીંદગીમાં હું આજેજ બહાર નીકળ્યો હતો એટલે મારાથી ઘણા દુઃખીજનો મેં મારી નજરે દીઠા. મરવા પછી શરીર કેવું રહેછે, તે જોવાની મારી ઈચ્છા થઇ. ત્યારે પાસેના ઉભેલા એક માણુસને મે વાત કરી, ત્યારે તેણે કહ્યું કે રોતા રોતા અમારી સાથે આવોતો એ સઘળું જોવાશે. આમ કહેવાથી હું પણ એ વસ્ત્ર પહેરીને તેની સાથે રોતો રોતો સ્મશાનમાં ગયો. ત્યાંતે મને કહ્યું કે તમો શબને જોઇ ડરી જશો તમારૂં એ કામ નથી, તો પણ મેં બહુ આગ્રહ કર્યો, એટલે તેણે નનામી છોડી મને શબ બતાવ્યું, તો તેની અંદર બહુ કાંતીવાળા, બળવાન, ભવ્ય અને સુંદર પુરૂષને મેં નજરે દીઠો. શરીર કાંતીવાળું પણ હાલ્યા ચાલ્યા વગર પડેલું હતું, આંખો મીંચાઈ ગયેલી હતી. પાસેના લોકો લાકડાનો—ર. દગલો કરી તેમાં ઉપર કહેલા નીર્જીવ યુવકને ગોઠવ્યો. મારાથી તે જોવાયું નહિ. પણ આ માણુસને આમ શા માટે કરેછે, એમ વિચાર કરતો હતો ત્યાંતો તે બિચારા યુવક ઉપર મોટા મોટા લાકડાના કટકાઓ મૂકવા લાગ્યા, એટલે મેં કહ્યું, અરે આ બિચારા ઉપર આવડા મોટા લાકડાના કટકા મૂકોછો તે તેને દુઃખ થતું નહિ હોય ? એ ઉંઘી ગયો છે, હમણાં જાગશે, એને સુવા દ્યો, એમ કહી તેની પાસે હું જવા લાગ્યો બીજા પાસેના ઉભેલા માણસોએ મારો હાથ પકડી દુર તેડી ગયાં. અને કહ્યુ કે એતો મરી ગયો છે, અને આપણે પણ મરી જશું. ત્યારે આપણા પણ એવા હાલ થશે તમે મોટા થયા તો પણ કાંઇ સમજતા નથી, આમ કહેતા હતા ત્યાંતો મારા પિતાજી મને ખોળતા ખોળતા ત્યાં આવ્યા, અને મને ઘેર તેડી ગયા, જતા જતા મેં જોયું તો તે ચિત્તાને આગ લગાડવાથી લાલ અને ભયંકર જવાળાઓ તે ચીત્તામાંથી નીકળવા લાગી " શું બધા મરી જતા હશે ! અને મારે પણ મરી જાવું પડશે ? મારી કંચન જેવી કાયા ઉપર એવડા મોટા મોટા લાકડાના કટકા મૂકી બાળી મુકશે ? આ મારી [illegible] મને [illegible] મળતું સુખ સર્વે આંહીજ

રહેશે ? ત્યારે તે આ મારૂં મારૂં કરી હું બેઠે છું તે મારૂં કાંઇ નથી, ? કાલેજ હું મરી જઉં તો કોને ખબર છે, મરવું ન પડે એવો રસ્તો નહિ હોય ? એવા ઘણા મુંઝવણના સવાલો થવા લાગ્યા, જે આવે તેને બોલાવીને એજ સવાલો હું પુછતો હતો. મારા માતા પિતાએ સમજાવવામાં ઘણી મહેનત કરી, પણ મને કાંઇ ચેન પડ્યું નહિ, જ્યાં જોઉં ત્યાં મોતજ મારી નજરે પડતું હતું, અને પેલા જુવાન છોકરાનું પ્રતીબીંબ મારી નજર આગળજ ખડું થઇ રહેલું હતું, ત્યાર પછીતો મને ઘણી ચિન્તા થવા લાગી, તેથી મારૂં શરીર નબળું પડી ગયું, મારા શરીરમાં નાના પ્રકારના રોગો થયા, દુઃખ શું તેનો મને અનુભવ થયો, અનેએ ચિંતાને લીધે નિદ્રા દેવી તો મારાથી રીસાઇ બેઠા, અને સંસારનું સુખતો જાણે ક્યાંએ જતું રહ્યું, કહયું છે કે

**જેમ કામાતુર માણસને ભય અને લજ્યા પાસે રહેતી નથી તેમજ અર્થાતુર માણસને મિત્ર અને બંધવ પણ કોઇ લેખામાં નથી તથા ક્ષુધાતુર માણસને બળ તથા તેજ શરીરમાંથી કુચ કરી જાય છે તેમજ ચિંતાતુર માણસને સુખ તથા નિંદ્રા પાસે આવતાં નથી.**

એવી રીતે ચિંતાથી મારૂં શરીર દિન પ્રતીદીન દગ્ધ થવા લાગ્યું હું મુંઝાયો અને મરી ન જવાય. એવો અને દુઃખ ન થાય એવો રસ્તો ચોવિસે કલાક શોધવાનો પ્રયત્ન કરવા લાગ્યો, મને મારા માવીત્રાએ ઘણી રીતે સમજાવ્યો, પણ પેલા જુવાનના શરીરને, હું ભૂલી શકયો નહિ, જે રિદ્ધિ સીદ્ધી અને સ્ત્રીયો મને સુખ આપતા હતાં તે સર્વ દુઃખરૂપ જણાવા લાગ્યાં, કારણકે હું એમ જાણતો કે એ સર્વ છોડીને મારે જવું પડશે.

શ્રોતાઓને યાદ હશે કે ત્રીજા પ્રકરણમાં કહેવાઇ ગયું છે, કે જે વસ્તુ સુખદાઇ હોયછે તે અમુક કારણને લઇને દુઃખદાઇ નીવડે છે. એમ આજે મારા માટે પણ થયું, મારી સ્ત્રી ઉપરનો પ્રેમ પણ હું ભુલી ગયો એક દિવસ હું બેઠો બેઠો વિચાર કરતો હતો ત્યારે કોઇક સાધુ ભિક્ષા વૃત્તી કરતા કરતા મારા ઘેર આવ્યા, તેમને મેં પુછ્યું કે મને તમે મોતથી

બચાવશો ? દુઃખ ન હોય એવી જગ્યા કેઇ તમારી જાણવામાં છે? તેઓએ જવાબ આપ્યો કે મારા ગુરૂએ બધું જાણે છે માટે તમો મારી સાથે ચાલો તો ત્યાં તેડી જાઉ તે સાંભળીને હું રાજી થયો તેમને અસન પાંના દીક શુદ્ધ આહારો વોહોરાવીને તેઓની સાથે હું પણ એકાએક ત્યાંથી નિસર્યો મને ચાલવાની ટેવ નહોતી પણ ઉત્સાહમાં મને રસ્તો જણાયો નહિ બે કોસ જમીન થોડીજ વારમાં સહેજમાં માપી ગયાં. ગુરૂ પાસે આવીને તેના ચેલાએ લાવી આપેલો આહાર મુકયો, થોડી વારમાં તેઓ મુની શ્રી આહાર કરી નિશ્ચિંત થઇ મને સમજાવવા બેઠા તુરત મે તેમનો પુર્વ વૃતાંત જેમ તમે મને પુછયો તેમ મે એમને પુછ્યું, મને તેમનો પુર્વ વૃતાંત સાંભળી આશ્ચર્ય થયું. પછી મે પુછયુ માહારાજ એવો કોઇ માર્ગ છે કે જેથી કોઈ જનમ મરણ ન થાય. એના ઉતરમાં તેણે જવાબ આપ્યો, કે એવા માર્ગને પામવા માટેજ અમો સંસારની મોહ જાળ અને ગુચ વાડા ભર્યા દુઃખદ સંસારનો ત્યાગ કર્યો છે. જુઓ બધો સંસાર અસાર છે એવો કોઇ પણ પદાર્થ આ સંસારમાં નથી, કે જેને આપણો પોતાનો માની સકીએ, સ્ત્રી પુત્રાદીક જે આપણને અતી પ્રીય છે તેઓજ આપણને મુવા પાછલ બાળીને રાખ કરી મુકશે હજારો મનુષ્યો આ દુનિઆમાં પોતાનુ નામ ગજવી અનિશ્ચીત પદાર્થ પર મમત્વ ભાવ રાખી બેઠા છે, જાણે મરવુંજ નથી; પણ તેવાઓએ આખરે હાય હાય કરીઆ સંસારમાં હતાં; ન હતા થઇ ગયા છે. જેના નામના નિસાન પણ મળવા બહુ કઠણ છે, આપણે કર્મથી ઘેરાએલા અને કર્મને વસ થયેલા થકા વરતીએ છીએ ત્યારે જન્મ મરણ થવાનું કારણ પણ કર્મજ છે, જેઓ આતમીક સુખ વડે કર્મથી મુક્ત થયા છે, તેઓને જન્મ મરણ થતા નથી, અને જન્મ મરણ બંધ થયા તો અવ્યાબાધ સુખ સહેજ પ્રાપ્ત થઇ જાય છે, અને તે અનંતા કાળ સુધી પણ જતું નથી.

અનાદી કાળથી અનેક જાતના શરીર ધારણ કરી આપણે અનંતીવાર જન્મ મરણ કર્યા છે, નારકીમાં ઉત્પન્ન થઇ આ જીવે ક્રોડો વરસ સુધી કાને સાંભળતા પણ કંપારી છુટે એવી વેદના

સહન કરી છે. તિર્યંચમાં પશુ પક્ષીઓ, જળો, પેરા, માંખ મ-ચ્છર, ઝીણા જંતુઓ; બિચારા નીર્બળ પ્રાણી, આપણે નજરે જોઇએ છીએ, તેવા કુળમાં આપણે પણ અનંતીવાર અવતાર લઇ દુઃખ સહન કર્યાં છે. જ્યાં સુધી આપણે કર્મને વશ પડયા છીએ ત્યાં સુધી ચોરાસી લક્ષ જીવાયોનીમાં એવીજ રીતે જન્મ મરણ કરી દુઃખ સહન કરવાં પડે છે, જયાં સુધી પોતાના આત્માનું શુધ સ્વરૂપ જાણ્યું નથી, ત્યાં સુધી આ કર્મ જેમ નચાવે તેમ નાના પ્રકારના રૂપ ધારણ કરી તેમાંજ જીવ રચ્યો પચ્યો રહે છે માટે જન્મ મરણથી મુકત થવા માટે કર્મનો જડમુળથી ક્ષય કરવો જોઇએ અને કર્મનો વિનાસ થવા માટે પ્રથમ પોતાનું સ્વરૂપ ઓળખવું જોઇએ જે આત્માનું અનંતુજ્ઞાન છે, અનંતુ સકિત છે, તે કેવળ કર્મોનાજ આવરણથી ઢંકાઇ ગયેલ છે. માટે આત્મિક બળ વડે, કર્મને દુર કરવાને આ જીવે દરેક ક્ષણે પ્ર-યત્ન કરવો જોઇએ. જેમ જેમ આત્મીક અનુભવ થતો જાયછે. તેમ તેમ કર્મની વિચીત્રતાનો ખ્યાલ આવતો જાયછે. સંસારથી વિરકત થવાથી કર્મ સર્વ વીખરાઇ જાય છે, કર્મ બંધ થવાના મુખ્ય કારણો રાગ અને દ્વેષ છે. એ રાગ અને દ્વેષ જેટલે દ-રજે ઓછા થાય, તેટલે દરજે કર્મના બંધ પણ ઓછા થાય છે ત્યારેજ આ જીવને પોતાની અનંત શકિત અને અનંતા સુખનું ભાન થાય છે.

"બાહ્ય પદાર્થ પર પોતાનું મન જરા પણ ચોટતું નથી, આ સંસારમાં અનેક પ્રકારનાં ક્ષણીક સુખો પ્રમાણે દુઃખ આ-પનારાં થાય છે. એમ તેને ભાસે છે અને પોતાની પાસેનું આત્મિક સુખ તેને નિશ્ચીત ભાસે છે."

આવાજ કારણસર હું અનેક દેશનો રાજા હોવા છતાં, સર્વે નાસવંત જણાયાથી; અને મારા સદ્ગુરૂ મળવાથી કર્મ મુકત થવાનો માર્ગ હું શોધવા લાગ્યો, અમો સંસાર છોડી વૈરાગ્ય સહીત દીક્ષા ધારણ કરી તે ફકત કર્મ મુકત થવા માટેજ છે. એકાંત શેવન અને ધર્મ ધ્યાનમાં જે અમને આનંદ મળે છે, તેનો અંશ પણ સંસાર સુખમાં નથી. યોગીનાં ઘર ઘણાં મોટાં છે, માટે તમારા જેવા સંસારી જીવોને સમજવું ઘણું કઠીણ છે.

આમ યોગીરાજનું વ્યાખ્યાન સાંભળી મેં કહ્યું કે મહારાજ મારે જન્મ મરણથી મુક્ત થવું છે માટે મારે શું કરવું જ્યારથી શેઠના છોકરાનું શરીર મેં જોયું છે ત્યારથી હું સર્વ સ્થળે મોત મોત ને મોતજ જોઉં છું માટે એ મોતના પંજામાંથી છુટું એવો મને રસ્તો બતાવો. ગુરૂએ કહ્યું કે એ કારણસરતો યોગ દશાને ધારણ કરવી પડે છે તો દેવાનું પ્રીયા તમારાથી સંસારના સુખો મુકી સકાય નહિ મેં કહ્યું મને શંસારમાં કાંઇ પ્રીય લાગતું નથી મારે મારે યોગ ધારણ કરવો છે માટે યોગ તે શું તે મને સમજાવો ત્યારે ગુરૂએ મને કહ્યું.

ક્ષમ્યા રાખવી મૃદુતા ધારણ કરવી. પંચ મહાવ્રત અંગીકાર કરવાને સીરપર લોચન કરવું સતમજાવાં. ઔષધી. તપસ્યાદી કરી શરીરને કષ્ટ આપવું.

એવી રીતે યોગ માર્ગ સાધવાની ગરૂએ મને સમજણ આપવાથી મારી સઘળી રીધી સીધી, માત પીતા, અને અસ્ત્રીને છોડીને મેં તે મહાત્મા પુરૂષ પાસે યોગ ધારણ કર્યો ગુરૂ મહારાજના પ્રતાપથી હું ને મારા આત્માનું ગ્નાન થયું. હમેશાં હું ધ્યાનમાં મસગુલ રહેતો હતો અને અન્ય ભાવથી ગુરૂની ભકિત કરતો હતો, તેઓ હમેશાં મને સ્નેહ ભાવથી ગ્નાનામૃતનું પાન કરાવતા હતા મારા ગુરૂને ત્રણે કાળનું ગ્નાન ન હતું અને તેની કૃપાથી હું પણ ભૂત અને ભવિસ્ય કાળને જાણતાં શીખ્યો છું. મારા ગુરૂને નીરવાણ થવાને આજે દશ વરસ થઈ ગયાં છે, આ બન્ને શીષ્યોને મારો સમાગમ થયા ને આજે પાંચ વરસ થયાં છે તો પણ યોગાભ્યાસમાં તે સારો પ્રવેશ કરી સક્યા છે મેં જે વાત કરી તેમાં જરા પણ અતિ સ્યોકિત નથી ફક્ત ટુંકામાંજ સાર રૂપે કહ્યું છે.

**શેઠજી**—ગુરૂ સાહેબ આપના આ કથનથી મારા અંતઃકરણની કેટલીએક શંકાઓ કેવળ નાશ પામી છે, અને અંતરંગ અને બાહ્ય પદ્ધતીમાં જે ફેરફાર છે, તે સેહેજ જણાઇ આવ્યો છે. પણ મહારાજ આપના બન્ને શિષ્યોને વૈરાગ્ય થવાનું કારણ સમજાવવા આ શેવક આકાંક્ષા રાખે છે, તે આપ કૃપાળુ વિદીત કરશોજી.

મુની—મારા ગુરૂના પરલોક ગમનથી હું એકાએક પણે વિહાર કરતો હતો પાંચ વરસ ઉપરે હુ જ્યારે ચક્રાવૃતી નગરીએ ગયો, ત્યારે તે નગરીના એકાંત ભુવનમાં મેં વાસ કર્યો. અને એક માસ ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો. જે મનુષ્યો આવતા તેમને હું સંસારની અસારતાનો ઉપદેશ કરતો એક દિવસ મેં ઉપદેશ આપ્યો કે આ જગતમાં કોઇ કોઇનું નથી, સૌ સ્વાર્થના સગાં છે. મારૂ મારૂ કરી જગત મુઝાયા કરે છે. પણ ખરૂં જોતાં કોઇ કોઇનું નથી. કયું છે કે માત પિતાને પોતાના પુત્ર પ્રત્યે ધન કમાઇ આપવાનો લોભ હોય છે. પૈસો પ્રાપ્ત થાય છે ત્યારે મત્છર હુ પણું પેદા થાય છે એટલે લક્ષ્મીનું સરણું લેવા જતાં મત્છર ભાવ આવે છે તેથી આત્મા સુધરતો નથી રાજાનું સરણું લેવા જતાં પચ્ચકમાંઇ આપવાનો તે લોભ કરે છે ત્યારે દેવતાનું સરણું લેવા જતાં રૂધીરનો તે લોભ કરે છે. આમ જ્યારે સંસારમાં રહેલા દરેકમાં મરણાગતને આશ્રય નથી ત્યારે પરમેશ્વરના ધ્યાનનું સરણું લેવાથી તેને સર્વ પ્રકારે સુખ આપે છે, વળી કહ્યું છે કે—

## દોહરો.

પુત્ર પ્રીય પૈસો રળે પ્રીય પત્નિ સુભ રૂપ.
બળદ રળી ઘરડો થયો દીએ નં ધાસ કે તુપ.

અર્થ—છોકરો જ્યાં સુધી કમાણી કરતો હોય, ત્યાં સુધી બાપ ને પ્રીય લાગે છે સ્રી તરૂણ સ્વરૂપવાન હોય ત્યાં સુધી તેના પર સર્વ પ્રેમ રાખે છે. બળદ આખી જીંદગી સુધી કામ કરેલું હોય તે ઘરડો થાય, ત્યાં તેને ખોરાક પાણીની પણ કોઇ દરકાર કરતુ નથી.

વળી એક મહિષીનાં સંતાનો પાડીઓ આવે છે. ત્યારે તો એક મહિના સુધી તેનું દુધ તેનેજ ધવરાવે છે. અને દોતાં નથી અને કહે છે કે એક મહિનાની ઝાળી છે, અને જ્યારે તેજ મહિષીને પાડો જન્મે છે. તો તે બિચારાને પાંચ દશ દહાડા તો કોઇક ભાગ્યશાળીનેજ દુધ મળે છે તેથી તે બિચારા રીબાઇ રીબાઇને ભૂખને આધીન થઇ થોડાજ વખતમાં પોતાનો પ્રાણ ત્યાગ કરે છે કારણ કે પાડાનું નાણું ઓછું ઉપજે છે, એટલે

તેમાં સ્વાર્થ ઓછો એ રીતે આ જગતમાં સહુ કોઈ સ્વાર્થીજ છે. મારો આ ઉપદેશ સાંભળી આ બંને શીષ્યોને આશ્ચર્ય લાગ્યું તેઓએ મને કહ્યું કે અમારા માત પીતાને અમારા પર એટલો બધો સ્નેહ છે કે અમારા માટે પ્રાણ આપવા તૈયાર થઈ જાય છે. તેઓ ઉત્તમ જીવ છે, એમ જાણીને મેં એમને એક યુક્તિ બતાવીને કહ્યું કે આજ તમો ઘેર જઈ તમારી સગાંઓનું સાર એક કૃત્ય કરો કે તે તમારો કષ્ટ જોઈને બહુ ખેદ પામે એટલે હું તમને બતાવીશ કે કેટલો બધો સ્નેહ તમારા માવીત્રનો તમારા પર છે, મારા કહેવા ઉપરથી બેમાંથી એક જણે ઉપર પ્રમાણે માત પિતાની પ્રીતીની પરિક્ષા લેવા માટે તે પ્રમાણે ત્યાં જઈને કર્યું. ઘરે જતાં વેતજ માંદો પડી ગયો એટલે તેના માત પિતાએ દોડાદોડ કરવા માંડી, ડાકટરોને બોલાવ્યા ઘણી બરદાશ કરવા માંડી પણ કાંઈ ફેર જણાયો નહિ આ યુવકે એવો ઢુંગ કર્યો કે પોતાનો સ્વાસ પણ ખેંચી રાખ્યો બધા મુંઝાઈ ગયા એવાંમાં હું ગૌચરી નીમતે ત્યાં ગયો ને જોયું તો કોલાહલ ત્યાં મચી રહયો હતો એના માબાપે મારાં આગળ ઘણી વિનંતી કરી કહ્યું કે આ છોકરાને કેમે આરામ કરી આપો આ વખતે અગાઉના સંકેત પ્રમાણે બીજા યુવક મિત્રે આવીને એક ચીઠી આપીને તેના માવિત્રને કહ્યું કે આ મંત્ર છે તે તમો ખાઈ જશો તો તમારા છોકરાને આરામ થઈ જશે અને તમે મરી જશો જેનો આ છોકરા પર બહુ સ્નેહ હોય તેઓને આ મંત્ર ખાઈ જવું નહિં તો એ છોકરો બચશે નહિ એવું કહી તે યુવક તથા હું બંને ત્યાંથી ચાલી નીકળ્યા પાછળથી સઘળા માંહોમાંહે વિચાર કરવા લાગ્યાં મંત્ર ખાવાની બીકથી સગા સ્નેહીઓ એક પછી એક એમ દુર ખસવા લાગ્યા માત પિતા માથી કોઈને મરવાની ઇચ્છા થઈ નહિં એ મંત્રે તો તેઓને મુંઝાણમાં નાંખ્યા.

આ બધો પ્રકાર આ શિષ્ય નજરે જોતો હતો, તેણે તો અંત અવસ્થા હોય તેવો ઢોંગ કર્યો હતો, માત પિતા માથી કોઈને મરવાની ઇચ્છા થઈ નહિ ત્યારે એ મંત્ર બીજા કોઈએ ન પીવાથી છેવટ બીજો યુવક જેણે પડીકી આપેલ હતી તેજ

પોતે પી ગયો અને ધર્મજય જીનેદ્રજય એવા અવાજ વચ્ચે, પેલો માંદો થઇ ગયેલો યુવક આળસ મરડીને ઉભો થયો, અને જૈન ધર્મની પ્રસંસા વધારી.

આવી રીતે પોતાના માત પિતા સગા સ્નેહી, કોઇમાં સાર દીઠો નહિ સર્વે સ્વાર્થને લઇને પ્રીતી બતાવતાં હતાં, પણ ખરી વખતે સર્વે દુરદુર નાસવા લાગ્યા. આવો છેક સ્વાર્થીઓ સંસાર જાણી તે બંન્ને મિત્રોએ મારી પાસે આવીને યોગ ધારણ કર્યો અને ક્રમે ક્રમે તેઓ આવી ઉંચ દશાનો અનુભવ કરતા થયા છે.

આટલું બોલી સાધુજીએ પોતાનું બોલવું બંધ કર્યું, શેઠજીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ તેઓ જાણતા હતા અને વળી દાખલા દલીલોથી પ્રત્યક્ષ જણાયું કે સ્ત્રી પુત્રાદીક સગા સ્નેહી સર્વે સ્વાર્થના સગા છે આમ વિચાર કરતાં કરતાં તેજ વૃક્ષ નીચે સાધુજીના આશ્રમમા શેઠજી નિદ્રા વસ થઇ ગયા. નિદ્રામાં પણ તેમને સંસાર ત્યાગ કરવાનાં સ્વપ્નાં આવ્યાં કરતાં હતા. પ્રભાત થયો ત્યારે શેઠજી ઉઠી પોતનો નિત્ય નિયમ કરી ગુરૂની પાસેથી સવિનય રજા માંગી પોતાના વૈરાગ ભાવ તથા ભવિષ્યનું કથન સંભળાવી ઘર તરફ રવાના થયા રસ્તામાં ચાલતાં ચાલતાં શેઠજી વિચાર કરવા લાગ્યા કે જેણે એકજ મડદું જોઇને અનંતી રીધી સીધીનો ત્યાગ કર્યો તો હું હમેશાં મૃતક શરીરો જોઉં છું. મારી ખરા દંપની પ્રેમવાળી તરૂણ ભાર્યાને મારાજ હાથથી અગ્નિ સંસકાર કરી. બાળી ખાખ કરી મુકી છતાં મારા કઠોર રદયમાં હજી કાંઇ પણ અસર લાગતો નથી, મારામાં પુર્ણ થી હોવા છતાં, પણ હું મારૂં પોતાનું હિત સાધી સકતો નથી એક તરફ ગુણચંદ્ર અને મેઘચંદ્ર દંભ શું કરે છે, તોપણ હવે મારે શા માટે વિલંબ કરવો, જોઇએ ગુણચંદ્ર અને મેઘચંદ્રને આજે દોલત છે તે સરખે હિસે વહેંચી આપી સહુ સહુને રસ્તે ચડાવી, હું યોગ ધારણ કરી મારા આત્માનું સાર્થક કરૂં આવો અમુલ્ય મનુષ્યનો અવતાર આ સૃષ્ટીના અંદર ફરી મળવો મુશ્કેલ છે. બીજા દેવતાઓના સુખદાઇ અવતારમાં પણ આ આત્માનું ભલું થઇ સકસે નહિ. માટે હવે પ્રમાદને છોડી તુરત યોગ માર્ગ ધારણ કરૂં.

આમ વિચાર કરતાં કરતાં શેઠજી ઘેર આવ્યાં કારણ સાંજના વખતથી શેઠ ઘેર ન હતા, તેથી તે "ક્યાં ગયા હતા." એમ ગુણચંદ્ર અને મેઘચંદ્રના પુછવાથી તેના જવાબમાં શેઠજીએ જણાવ્યું, કે બેટાઓ હું જે ચાર પહોરની મુસાફરીએ ગયો હતો, તે મુસાફરીમાં હું જે લાભ કમાયો છું, તે ક્રોડો વરશની વહાણોની મુસાફરી વાળા પણ ભાગ્યેજ કમાઇ શકવાના હશે.

દિકરાઓતો આવો જવાબ સાંભળી વિસ્મય પામ્યા અને ચકિકત થઇ ગયાં. વિચારમાં પડયા કે આવો અપુર્વ લાભ જેને પિતાજી અટલુ બધું મહત્વ આપે છે, તો તેટલો લાભ શું કમાયા છે. વળી કમાવેલો લાભ પૈસા કે લક્ષ્મીનો હોય તો તે સાથે હોવો જોઇએ તો સાથે તેમની જાત સિવાય કાંઇ દીઠાંમાં આવતું નથી, ત્યારે એવા ચાર પહોરમાં શું લાભ કમાઇ આવ્યા હશે ? આમ વિચારી લક્ષ્મીના લાલચું પુત્રોએ શેઠજીને પુછયું કે પિતાજી આટલું બધું જેને મહત્વ આપોછો તો એવું શું કમાઇ આવ્યા જે ચાર પહોરનાં લાભમાં કરોડો વરસના વહાણની મુસાફરીનો લાભ સમાઇ ગયો અમેતો તમારી જાત સિવાય કાંઇ પણ દેખાતા નથી.

શેઠજી—બેટાઓ, ધન, દોલત, લક્ષ્મી. સ્ત્રી, પુત્ર, દરેક પ્રકારની ચીજો જે ક્ષણીક છે તે આજે દેખાય છે તો કાલે નિષ્ટ થઇ જાય છે. એવી વસ્તુ જે દેખીને આપણે ખુશી થઇએ છીએ એજ કમાવાનું એજ મેળવવાનું આપણે પ્રયત્ન કરીએ છીએ તેતો બાહ્ય પ્રવૃતી છે; ક્ષણીક છે નાશવંત છે, કહ્યું છે કુ

સંસારમાં ધન, દોલત, પુત્ર, પરિવાર, પશુ પક્ષી અર્થાત વસ્તુ માત્ર સરવે ચલીત છે છેવટ સર્વ સંસારના કૃતવ્યના સાધનો ચલીત છે, દુખદાઇ છે, માત્ર એકજ ધર્મ અચળ છે અડગ છે અને સદાકળ સાસ્વતા સુખનો આપવા વાળો છે.

માટે હે વત્સ હું ઉપર કહેલી, બાહ્ય પ્રવૃતી કમાવા ગયો ન હતો પણ એથી અનંત ગુણી, સુખદાઇ, અને અચળ

અડગ રહેવા વાળી અને આત્મીક સુખ આપનારી અંતરંગ પ્રવૃતીને કમાવા હું ગયો હતો જેમ કોઇને પુન્યોદયથી ધાર્યો લાભ મળી આવે તેમ એક રાત્રીના ચાર પહેરમાં તેવીજ સુખદાઇ અને અંતરંગ પ્રવૃતીનો લાભ કમાઇ આવ્યો છું ગુરૂ મહારાજશ્રી વિજય સેના ચાર્યના પ્રતાપથી આ દુઃખ મય અને ગુચવાડા ભર્યો સંસાર મને હવે ક્ષણીક ભાસેછે તેથી હવે મારૂં મન પ્રવર્યા લેવા ઉત્સુક થયુંછે માટે હવે તમો તમારૂં કામ કાજ ચલાવો અને હું મારે રસ્તે પડું.

આમ કહેવાથી ગુણચંદ્ર અને મેઘચંદ્ર બોલ્યા પિતાજી આપ જ્યાં સુધી અમારા પાસે બિરાજો છો ત્યાં સુધી અમારે કોઇ જાતની ચિંતા નથી આપ અમારા માલેક છો તેમજ કુટુબ સર્વેમાં શિરછત્ર છો તો તમથીજ અમારી સોભા અને યશ કિર્તી છે માટે આપ સુખેથી ઘર બેઠા આપની યથા શક્તિ ધર્મ ક્રીયાઓ કરો અને અમારા સંસારીક દરેક કાર્યોને પણ મદદ કરતા થાઓ અમો આપના પ્રતાપથી ધન, દોલત, કમાઇ, આ જીવ કાય ચલાવવા માટે કુશળ થયા છીએ. તો હવે તમારે તે બાબતનો બોજો ઉપાડવાનું કાંઇ કારણ રહેશે નહિ. માટે આપ ક્રિયા કરી આંહી સંસારમાં ધરમ ક્રિયા કરો અને અમોને હમેશાં દરશનનો લાભ આપો.

આમ કહેવાથી શેઠજી કાંઇ ક્ષોભ પામ્યાં નહિ ને તેને સર્વ સંસાર ક્ષાર સરીખો લાગવા માંડયો તેથી પોતે તેના દીકરાઓને કહે છે બેટા મારે સંસારમાં બિલકુલ રહેવું નથી, તમો બંને ભાઇઓ સમજુછો આપણા ઘરની ધન, દોલતને લક્ષ્મી છે તે તમોને સરખે હિસ્સે વહેંચી આપુ છું માટે હવેથી તમારે તકરાર કરવાનો કે લડવાનો પ્રસંગ આવશે નહિ માટે હવે સંપીને રહેજો આપણા ઘરની ઇજ્જત આબરૂ પ્રમાણે પૈસાનો વ્યય કરીને નામના મેળવવી સદ્માર્ગ જોઇ પૈસા વાપરવા ધર્મ ક્રીયા કરવા પર લક્ષ રાખવું દરેક કામકાજ વિચારીને કરવું ગુરૂ માહારાજની યથાશકિત સેવા ભકિત કરવી આવી રીતે શેઠ સુંદર સંન પોતાના બંને દિકરાઓને ભલામણ આપી પોતાના દિકરાની

વહુઓ તથા તેની દીકરી રતીસુંદરીને પાસે બોલાવી પોતાના સર્વ વૃતાંતથી વાકેફ કરી જણાવ્યું કે બેટાઓ હું સંસાર છોડી યોગ માર્ગ ધારણ કરૂ છું માટે તમો ઘર સંસાર સાચવજોને પતીઓના વચન પર પ્રીતી રાખવી તેમના વચનનું ઉલંઘન કરવું નહિ અજાણ્યા માણસનો વિશ્વાસ કરવો નહિ ધર્મ અને નીતિ ઉપર લક્ષ રાખવું સારી પ્રસંસા વધારવી ક્રોધથી લડાઇ કે કંકાસ કરવો નહિ, આપણી ઇજ્જત અને આબરૂ જોઇને વરતવું સત્ય અને શીયળ એબે વસ્તુ જીવની પેઠે જાળવી રાખવી. દેહાન્ત કષ્ટ પડવાથી પણ સત્ય છોડવું નહિ અને હિંમત હારવી નહિ, જાહેર, હીંમત એ એક અમુલ્ય ખજાનો છે એ તમને સંકટ સમય ખાસ અનુચરનું કામ બજાવી આપશે.

આવી રીતે અનેક પ્રકારની ભલામણ આપી શેઠજી દીક્ષા લેવાને તૈયાર થયા, બડી ધામધુમથી વરઘોડો ચડાવી ગરીબ યાચકોને દાનાદિકથી સંતુષ્ટ કરી સુરીપુરના મધ્યોમધ્ય બજારે થઇને અનેક પ્રકારના ઓચ્છવ મહોત્સવથી ઘણા જનોના સમુદાયની સાથે ચાલતાં ચાલતાં જ્યાં મુની મહારાજશ્રી વિજયસેનાચાર્ય બિરાજતા હતા ત્યાં આવ્યા, દુરથી મુનીશ્રીના દર્શન થતાંજ ઘોડાપરથી હેઠા ઉતર્યા, પગે ચાલી આવી હર્ષના આવેશમાં સાત હાથ દુરથી ત્રણ પ્રદક્ષિણા દઇ વિધી પૂર્વક વંદના નમસ્કાર કરી ગુરૂ મહારાજને દિક્ષા આપવાની પોતે યાચના કરી ગુરૂ મહારાજતો ત્રીકાળ દર્શી હોઇ શેઠજીના મનનાં ઉત્કૃષ્ટ ભાવ જાણી તથા શેઠના ચિતની સ્થિતિ પાકી જોઇને પોતે સુભલગ્નને સુભ ચોઘડીયું લઇને વિધી પુર્વક શેઠજીને દિક્ષા આપવાનું શરૂ કર્યું પ્રથમ સંસારી દરવેસનો તથા અલંકારોનો ત્યાગ કરી કેસ લોચન કરાવી સાધુવેસ પહેરાવ્યો. હાથમાં રજોહરણો તથા ગોછો ધારણ કરી મ્હોઢે મોહોપતી બાંધી એક હાથમાં પાત્રાનો ઝુડો લઇને ખંભે પુસ્તક ધરી સાધુ વેસમાં સુદરસન શેઠ ગુરૂ સમક્ષ હાજર થયા.

ઠાણાયંગ તથા છેદ સુત્રમાં ભગવાને સાધુ માર્ગ લીધા પછી ત્રણ પ્રકારનાં પાત્રાં સાધુને રાખવાં કર્યાં છે તે કાષ્ટનાં, માટીનાં અને તુંબીનાં એ ત્રણ પ્રકારનાં પાત્રાં કર્યાં છે હાલે ચાલતા વિવિધ મા-

ગેમાં કેટલાકો એક બેને ત્રણ પાત્રાંજ રાખવાનું કહે છે ખરૂં વર્તન તો એજ છે કે ત્રણ જાતનાં પાત્રા કલ્પે સિવાય નહિ. સુંદરસન શેઠ ગુરૂ સમક્ષ બે હસ્ત જોડી ઉભા રહયાં. એટલે ગુરૂ મહારાજે સર્વ સંસારીક કાર્યોમાં થયેલા દોષોની આલવણા આપી. યથા વિધી પ્રમાણે યોગ મારગ અંગીકાર કરાવ્યો.

દિક્ષા મોહોત્છવ પ્રતિ પુરણ થઇ રહેવા બાદ મહોત્છવ પ્રસંગે આવેલા સહુ જનો પોત પોતાના સ્થાને ગયા.

પંચ મહાવ્રતના ધારણ હાર અને છકાયના રક્ષક એવા શ્રી વિજય સેનાચાર્ય માહારાજ પાસે દિક્ષા ગ્રહણ કરી શ્રી સુંદરસન સ્વામી જે પ્રથમ એકજ પદ્માવતીના પતિ થતાં હતા તે મટીને હવે જગતના સર્વ જીવોના પતિ ( રક્ષક ) થયાં દીન પ્રત્યે ચડતા મણામે ગુરૂ મહારાજની પાસે વિનય સહીત શુદ્ધ ભક્તિ ભાવથી જ્ઞાન સંપાદન કરે છે.

---

## પ્રકરણ. ૬ ઠું

## રતીસુંદરીની જાહેર હિંમત અને સત્ય.

સંપૂર્ણ સોળે કળાથી ખીલેલા ચંદ્રમાને નિહાળી તેની પ્રભામાં આજે નિશા ( રાત્રી ) આનંદની લેહેરીઓમાં ગરકાવ થઇ રહેલી હતી ત્યારે શિતળ અને શાંત ચંદ્રમા આજે શેંકડો તરૂણ યુગ્લોને કામ જવરથી પીડા કરતો હતો જેતો સ્વભાવજ શીતળ છે તેનાથી બીજાને પીડા થાય છે. એ પણ એક આશ્ચર્ય જણાય છે. નવિન યુગ્લોના પ્રેમરશથી ભરેલાં અંત:કરણો ઉભરાઇ જતાં હતાં ત્યારે વિયોગીના હૃદયમાં આ વખતે અશહય પીડા થતી હતી. અનેક પાત્રો પોતાના પ્રેમ પાત્રનું ચિંતવન કરવામાંજ તેની દરેક ઘડી વ્યતીત કરતા હતાં.

સમુદ્રના જળ કિલ્લોલ ચન્દ્રના પ્રકાસથી સમુદ્રની શોભાનો વિસ્તાર કરી પોતાનો અરસપરસ પ્રેમ દર્શાવતાં હતાં. કમળો પુર જોસથી ખીલી નીકળ્યાં હતાં અને ચોતરફ પોતાની સુગંધી પ્રસરાવી રહ્યાં હતાં મદોન્મત ભ્રમર તો તેવા કમળોમાં લપાઇને બેસી જતા હતા. અને તેની સુગંધી લેતા થકા સંતોષ પણ પામતા ન હતાં. પણ બિચારા જાણતા ન હતાં કે સાંજ પડશે ને કમળો બીડાઈ જશે તો હું કોઇ મદોન્મત હસ્તીનો ભોગ થઇ પડીશ. "ઇંદ્રીયોના વિષયો એવા દુઃખ દાઇ જાણવા પણ તેનાપર કાબુ રાખવો બહુ કઠણ છે. કોઇ વિરલાજ તેને કાબુમાં રાખી શકે છે."

રાત્રીના દશનો અમલ થઇ ગયો હતો, ત્યારે સુરીપુર નગરમાં લોકોની આવજા ઘણે ભાગે કમી થઇ ગએલી જણાતી હતી. બજારોમાં દુકાનો પણ કોઇ ભાગ્યેજ ઉઘાડી હતી. લોકો જે કાંઇ આવજા કરતાં હતાં, તે પણ ઘણે ભાગે ઘર તરફજ જતા હતા, માત્ર કુતરાની ઉપમાને લાયક હતા તેઓજ ખુણે ખોચરે સંતાઇ આમ તેમ નજર કરતા, ફરતા, પારકા ઘરમાં ઘુસી જતા હતા, અને પોતાની સુશીલ, પત્નીઓને રોતી રાખી ઘરની સુખડી છોડીને પારકી એંઠ ખાવાને ઘરોઘર ભટકતા હતા.

સુરીપુર નગરમાં જ્યારે સર્વથા શાન્તિ પ્રસરી રહેલી હતી, ત્યારે એક ઘરની મેડી ઉપર કાંઇક પ્રકાશ નજરે પડતો હતો, ઘર ઘણું સાદુ અને સ્વચ્છ હતું, તો પણ સામાન્ય પુરૂષના વિલાસને લગતાં દરેક સાહિત્યો તેમાં ગોઠવી રાખેલાં જણાતાં હતાં. સુંદર ગ્યાસના દીવાને અજવાળે એક જાજમના બિછાના ઉપર એક પગ ઉંચો અને એક પગ નીચે રાખી પોતાના હાથમાં રાખેલા પુસ્તકમાં નીચી નજર કરી એક યુવતી વાંચતી હોય, એમ જણાતુ હતુ. પાસે ભરત કામ પણ પડેલું હતુ ત્યારે જ્યારે વાંચવાના કામથી થાકી જતી, તે મુકીને ભરત કામ શરૂ કરતી હતી, અને ભરતથી કંટાળો આવે ત્યારે ચોપડીમાંના સારા સારા વિષયો વાંચી અને પોતાના મનને આનંદ આપતી હતી, નવથી સાડા દશ સુધી એકાંતમાં આ બે કામ સિવાય તેને બીજું કાંઇ કામ કરવાનું મન થતું નહિ.

આ યુવતીએ સુંદર આકારવાળી પીળા રંગની રેશમી સાડી ઓઢેલી હતી, અને લાલ રેશમી સાટીનનો ઘાઘરો પહેરેલો હતો. તથા શરીરની સાથે સજ્જડ અને ચપોચપ એવો શ્વેત રંગની જરીયંન અતલસનો કમખો પહેરેલો હતો. જેથી બહુ સુંદર અને તરૂણના ચિત્તનું આકર્ષણ કરનારો દેખાવ તે સ્થળે જણાતો હતો. આ તરૂણ બાળાની ઉમર આ વખતે ઓગણીસ વરસની જણાતી હતી, લલાટ તેજસ્વી હતું, અને મુખમંડળમાં યોવનરસ ઝળકી રહયુ હતું. વળી આ વખત પતી સમાગમનો હોવાથી તેના ભવ્ય ચહેરામાં કોઇ જુદીજ પ્રકારનો મોહ ઉત્પન્ન થતો હતો, બંને હસ્તમાં પહેરેલી સુંદર ચુડીઓની રચના અજાયબ જણાતી હતી યોવનના વસ્તા આવી જતા હજુ તેણીએ ગર્ભ ધારણ નહિ કરવાથી તેનું શરીર મજબુત બાંધાવાળું અને સ્તનયુગલ કઠીન જણાતા હતા. ટુંકમાં સર્વાંગે તેણીએ સુદરતા ધારણ કરેલી હતી આ વખતે તેના અંગોપાંગ એવી ક્રિયાથી ગોઠવાઇ ગએલાં હતાં કે ગમે તેવા યોગી અથવા ઇંદ્રિય દમન કરનારા પુરૂષને ત્યાં લાવી ઉભો કર્યો હોય તો તે પોતાના મનો વિકારને રોકી શકે એ બહુ મુશ્કેલ હતું.

વિસાળ અને ભવ્ય મકાનમાં તેણી આ વખત એકલી બેઠેલી હતી. સાડાદસનો અમલ ગયા જતાં તેણીની નજર ઘડીઆળ પર પડી, તુરતજ તેણીએ પોતાના હાથમાંનું પુસ્તક હેઠળ મુકી જેમની તેમ ઉઠીને એકદમ બારણા તરફ દોડી ગઇ. ને ત્યાં જઇ ઉભી રહેતી થકી જાણે કોઇની રાહ જોઇ રહી હોય તેમ વિચાર કરતી હતી, ઘડી ભર આકાશ તરફ નજર કરતાં તેણીનું મન ગભરાવા લાગ્યુ, દશ બજ્યા પછી એકલીજ રહેવાનો આ પહેલોજ વખત તેને મળ્યો હતો. હજુ પ્રાણનાથ કેમ ન આવ્યા? આતે શું થયું હશે? કેમ થયું હશે, એમ તેણીનું મન મુંઝાવા લાગ્યું. કલાકવાર ત્યાંની ત્યાં રાહ જોઇ ઉભી રહી, સાડા અગ્યારનો સુમાર થવા આવ્યો તો પણ તેના સ્વામીનાથ આવ્યા નહિ, ત્યારે છેવટ કંટાળી બારણું બંધ કરી બિછાવેલા પલંગપર પડી, અને ક્યાં હશે? એ વિષે અનેક કલ્પનાઓ કરવા લાગી.

આ નવયૌવના સ્ત્રી કોણ હશે, એમ વાંચનારાઓને ઇંતેજારીમાં ના થઇ રહી હશે, માટે તેમને આ યુવતીની ઓળખાણ આપી આગળ વધી નવા નવા કૌતક જોઇશું. એ મહીલાનું નામ "રતિસુંદરી" હતુ. અને તે આપણા સુદરશન સ્વામીની પુત્રી અને સુરીપુરના લાભચંદ શેઠના પુત્ર સોમચંદ્રની પત્ની હતી દંપતી વિદ્યા કળામાં બહુ હુશિયાર અને કેળવાયલાં હતાં, અને મનુષ્ય જાતમાં સંસાર સુખ જેટલે અંશે ભોગવવાતુ તેટલે અંસે ગૃહ સંસારના સહુથી સુખી પાત્રો હતાં, હાલના જમાનામાં આવા પ્રેમી યુગ્મો ભાગ્યેંજ જોવામાં આવે છે, એમના વિશેષ ગુણોથી વાંચકજનં આગળ જતાં સારી રીતે જાણી શકશે કે તેઓનો ઉંચ સ્વભાવ એક નમુના રૂપ હતો,

"અતિ સ્વરૂપવાન સ્ત્રી ઉપર અદ્રસ્ય વૈર જાગે છે" એવીજ રીતે આ યુવતીને માટે પણ બન્યુ છે, હવે અગીઆર વાગવાનો અમલ થતાં સુધી પણ પોતાનો પતી ઘેર ન આવવાથી નિશ્વાસ નાંખતી અને ગભરાતી રતિસુંદરી બારણું બંધ કરી પથારીમાં પડી, પરંતુ નિદ્રા દેવી આ વખતે દુર દુર ફરવા લાગી કારણકે તેણીના વિચારો તેના સ્વામીના વિષે અનેક પ્રકારે ઘેળાવા કરતા હતા. સ્વામી દશથી કદી મોડા આવેજ નહિ ને આજે સાડા અગીઆર થવા આવ્યા છે, માટે નકી આજે કાંઇ અનર્થ થયો છે; આમ વિચાર કરે છે ત્યાં તો બારણાની સાંકળ ઠોકાણી તેજ વખતે તેણી ઉઠીને બારણા તરફ દોડી ગઇ, અધીરી થઇ બારણું ઉઘાડયુ ને પધારો સ્વામીનાથ એમ તેણીના નિયમ પ્રમાણે હમેશની રીત મુજબ બોલી જવાયું આ બંપતી અધીરી થઇ ગઇ પણ વાંચનારાઓ તમે અધીરા થશો નહિં, કારણું કે ત્યાં આવનાર પુરૂષ તેનો સ્વામી નહિ હતા, પણ અન્ય પુરૂષ ત્યાં દાખલ થયો હતો, આગળ બોલવા જતાં પહેલાં તો તે દાખલ થનાર પુરૂષને જોઇને તે ગાભરી બની ગઇ, પોતાના વસ્ત્ર સરખાં કરી એક બાજુ ઉભી રહી, ને તે પુરૂષને તેણે ઓળખી લીધો તે તેનો નજીકનો પાડોશી અને તેના પતિનો ભાઇબંધ હતો.

"ધિક્કાર એવા ભાઇબંધને" પણ આ વખતે તેને

આંહિ આવવાનું શું કારણ હશે; તે તેણી સમજી શકી નહિ, વિચાર કરે છે તેટલામાં તો તે પુરૂષ બોલ્યો, કેમ ભાભી મારા ભાઇ હજુ આવ્યા નથી કે ?

રતિ—આજે કોણ જાણે શું એ થયું કે હજુ આવ્યા નથી. આવું કદી પણ બનતું નથી દશ વાગ્યા કે તુરતજ આંહી આવે છે. આજે તો હજુ લગણ આંહી આવ્યા નથી. તમારે સાંતો નથી ને ?

પુરૂષ—મારે ત્યાંતો નથી. દરરોજના નિયમ પ્રમાણે દસ વાગેજ તે ગયા છે, અમો વાતો કરતા હતા, ત્યાં ઘડીઆળમાં દસ વાગ્યા એટલે તરત ઉઠીને ઘેર આવ્યા પણ આહી જોઉં છું તો હજુ આવ્યા નથી.

રતિસુંદરી—આવેલા પુરૂષની બોલવાની ઢબ. આવવાનો હેતુ સત્યાસત્ય સમજવાને તે બહુ બારીકીથી જોતી હતી તેની અંગચેષ્ટા ઉપરથી તેના મનનો હેતુ તે કળી ગઇ: ત્યારે તેણી પોતાની ગભરામણ દુર કરી પોતાનો પ્રતાપ પ્રગટ કરીને બોલી.

રતિ—પણ ગુલાબભાઇ (આવનાર પુરૂષનું નામ ગુલાબચંદ હતું) અત્યારે બાર વાગ્યે તમારે આંહી આવવાનું શું કામ પડ્યું.

ગુલાબ—મારે શોભચંદનું અને તમારૂં બંનેનું કામ હતું પણ તેતો આવ્યા નથી, હવે તમારી સાથે કાંઇ કામ છે.

રતિ—રાતના બાર વાગે એવું શું કામ છે ? રાતનું કાંઇ કામ થતું હશે ? જાઓ કામ હોય તો સવારે આવજો,

ગુલાબ—નહિ ભાભી; રાત્રીનું એ કામ કરવાનું છે. એટલે દિવસનું એ કામ શી રીતે કરી શકાય ?

રતિ—હું તમારા કહેવાનો અર્થ કાંઇ સમજી શકતી નથી.

ગુલાબ—તમારા જેવાં ચતુર તે વળી ન સમજી શકે એ વાત હોય ? તમો મારા મોઢેથી કહેવરાવવા માગો છો તે હું કહી શકતો નથી, પણ મારા મનની વાત તમો સમજ્યા વિના રહોજ નહિ !

રતિ—તમારા મનની વાત મારાથી શી રીતે સમજાય? માટે તમારે જે કહેવું હોય તે સવારે કહેજો, નીચે કોઇ માણસ સાંભળશે તો આપણ બંને ઉપર ખોટા અપવાદ મુકશે માટે આ વખતે તમારે આંહી રહેવું ઉત્ચીત નથી.

ગુલાબ—ભાભી, મારે પણ વધારે વખત આંહી કામ નથી, પણ આજે આ શીતળ ચંદ્રમાંના પ્રકાશથી આ ગુલાબી ફુલો કેવાં ખીલી રહ્યાં છે તે ચંદ્રને ભેટવાને કેટલાં અધીરાં થાય છે તેમજ આ ગુલાબને આપને મળવાની જે લાલચ છે, તે તૃપ્ત કરો.

"રતિસુંદરી આ શબ્દો સાંભળતાંજ તેના અંગોપાંગથી જવાળાઓ પ્રગટી, અને થરથર ધ્રુજવા લાગી, પણ મહેનત લઇને આ કુદરતી ચેષ્ટાને રોકી શરીર સ્વચ્છ રાખીને બોલી.

રતિ—ગુલાબ ભાઇ ચિત્ત ઠેકાણે છે? શું કહો છો? તમે કોણ હું કોણ ચિત્ત ઠેકાણે લાવોને જેમ આવ્યા છો તેમ બોલ્યા વગર ચાલ્યા જાઓ.

ગુલાબ—ભાભી વખત કાંઇ ફરી ફરીને મળે છે. મારી જીંદગીમાં આવો વખત આજેજ મળ્યો છે. તે છોડીને મારાથી જવાય કેમ? આજ તો મને શોભચંદ આરોપી મારો આદર કરો. અને શોભચંદથી આપને જે આનંદ મળે છે, તેથી પણ વિશેષ આનંદ મારી સાથે ભોગવો.

ગુલાબચંદની કુદ્રીષ્ટ નજર આજ ઘણો વખત થયાં રતિસુંદરીપર પડી હતી, તે અહોરાત્રી તેના દુષ્ટ પ્રપંચને અજમાવ્યા કરતો હતો. પણ શોભચંદને ફસાવ્યા વિના તેની મનોકામના સિદ્ધ થશે નહિ, એમ તે જાણતો હતો. આ વખતે સોભચંદ રહેજ તેને ઘેર ગયો હતો, અને વાતચીત્ત કરતા હતા, અને ચોપડીઓ વાંચતા હતા, આ વખતે એકાદ ચોપડી હાથમાં લઇ ખુરસીમાં પડીને સોભચંદ ચોપડી વાંચવામાં લક્ષ્યવાળો, ને ગુલાબના ઘરમાં એક તેની મા હતી, તે પણ બહાર ગામ ગએલી હતી એટલે લાગ જોઇને દિશાએ જવાનું બ્હાનું કાઢી, ડેલી બંધ કરીને બહાર નીકળી આવ્યો અને સોભચંદના ઘરની

પછવાડે સંતાઇને ઉભો; સોમચંદ બાર વાગ્યા સુધી ઘેરે આવ્યા નહી, તેથી રતિસુંદરી અગાશીમાં ખબર કાઢી પાછી ગઇ. આ તમાસો ગુલાબે ઘણીવાર જોયા પછી જાતે અગાશીમાં ગયો અને બારણું ઠોક્યું. રતિસુંદરીએ તેનો પતિ જાણી બારણું ઉઘાડ્યું, અને ત્યારબાદ બન્ને જણા વચ્ચે જે વાતચિત થઇ તે આપણે આગળ જણાવી ગયા છીએ, ગુલાબચંદના છેલ્લા શબ્દો સાંભળી રતિસુંદરીના શીયળનું તેજ ઉછળી આવ્યું. ને તેના આખા શરીરમાં પ્રગટી નીકળ્યું. તેણીએ તરતજ જાણી લીધું કે મારા સ્વામીને રોકી રાખનાર એ પાપી પોતેજ છે, હવે તેણીના કહેવાની સીમા રહી નહિ, જેના ઉપર મારો સ્વામી પુર્ણ વિશ્વાસ રાખતા હતા, અને જેને હું પણ મારા ભાઇ ગણી તેના પર સ્નેહ રાખતી હતી, તે આ વખતે મારી ઇજતપર હાથ નાંખવા તૈયાર થાય છે. પણ હવે બતાવી આપીશ કે સ્ત્રી જાતી વિષે જે પુરૂષ હલકા વિચારો રાખે છે, તેઓ ખરે વખતે સ્ત્રીઓનું શુર જોઇ શકેછે. હવે તેણી બધો ડર એક બાજુ રાખી, સાવધ થઇ ધીમેથી બોલી.

રતિ—ગુલાબભાઇ; તમને દીયર ગણું કે ભાઇ ગણું તે એકજ છે, તમો મને ભાભી કહી બોલાવોછો તે ભાભી અને મા માં શું તફાવત. માતા ઉપર તમો ખોટી નજરથી જુઓ છો? જરા વિચારો શાંત થઇને મુંગે મોઢે ચાલ્યા જાઓ, હું તમોને માફ કરૂં છું.

ગુલાબ—ભાભી તમે જો મારાં ભાભી હોતો આજે મને મારા ભાઇને ઠેકાણે ગણો, અને તેની જગ્યાએ મને રાખો અને તેમ નહિ કરો તો ભાભી કહેવાના કાંઇ કરવાના નહિ તો ? વખત જાય છે ને રસ ઢોળાઇ જાય છે. સોમચંદ તો વેરાગી છે. મારા જેવો ફાંકડો નહિ મળે. હવે જલદી કરો, અને મારી ઘણા વખતની મનોકામના તુરંત કરો.

રતિસુંદરીએ આ શબ્દો સાંભળતજ તેના અંગો અંગમાંથી અગ્નિ ઉઠ્યો, તેના હોઠ ફડફડવા લાગ્યા, દાંત પીસાવા લાગ્યા, અને કપોળ પ્રદેશ એકદમ સંકોચાવા લાગ્યું તેણીના

શરીરનું લોહી એકદમ ઉછળી આવ્યું. અને સ્વામીની નિંદા અને મશ્કરી સાંભળી, તેને આખા શરીરમાંથી કંપારી છુટવાની સાથે તેના રોમાંચ ખડા થઇ ગયાં. હવે તેણીએ જાણ્યું કે આ કુતરો આ વખત કામાંધ થઇ ગયો છે, એટલે તેને સમજુતી આપવી નકામી છે. વળી તે યુવાન અને શરીરનો મજબુત છે. એટલે કદાચ મારા પર બળાતકાર કરે તેથી તેણીએ પોતાનો ક્રોધ કબજે કરી યુકિત કરવા માંડી.

રતિ—ગુલાબ ભાઇ? ખરેખર જેવો તમારો મારાપર પ્રેમ છે, તેવોજ મારે પણ તમારા પર પ્રેમ છે, મેં તમોને તમારા ભાઇની સાથે જોયા ત્યારથીજ મારી તમારા ઉપર મીઠી નજર થઇ છે પણ આરામાં તમારા મરદના જેવી હિમત ક્યાંથી હોય પણ આખરે તમો મારી ઇચ્છા પુર્ણ કરવા આવો આપ ચાલીને આવ્યા છો તો હવે હું તમારી ઇચ્છા પુરણ કરીશ.

આ છેલ્લા રતિસુંદરીના શબ્દો જોકે વ્રાતકી ગણાય, તો પણ કામાંધ ગુલાબને તેની ઉલટી અસર થઇ. " કામન્ધ પુરૂષ દરેક વાકયો પોતાના દુઃકૃત્યવમા જ ખેંચી લીએ છે. " તેના [illegible]પાર રહ્યો નહિ. અને તેણે મનમાં સંતોષ માની [illegible]ગળ ચલાવ્યું.

ગુલાબ—તમોને મારા ઉપર આટલો પ્રેમ હશે એમ અને ખ્યાલ પણ ન હતો [illegible] અસ્સો ધામ [illegible] થાય છે, ચાલો આપણે અગાશીમાં જઇએ

રતિ—હા, હા, ઠીક છે તમો ત્યાં જઇ, આ ખુરશીપર બેસો, અને હું આપના માટે આ પેટીમાંથી સુગંધી અતર લાવું છું.

હૈયા ફુટ ગુલાબચંદ હરખનો, ફુલાનો, અને નાચતો કૂદતો અગાશીમાં જઇ ખુરશી પર બેઠો, અને રતિસુંદરીને પણ એજ જોઇતું હતું, પોતે અંદર જઇ ખુણામાં છરો પડેલો હતો તે લઇ સોડમાં સંતાડયો પછી ગ્યાસ લેટના તેલની એક શીશી ભરી અને વિકરાળ રૂપ કરી તેણી બહાર આવી. ગુલાબ ભાઇ આ વખતે સ્વર્ગના સુખની લહેર લેતાંની રાહ જોઇનેજ બેઠો

હતો, પણ પાછળ શું થાય છે, તેનું કાંઇ પણ ભાન તેને હતું નહિ, રતિસુંદરી એકદમ બહાર આવી હિંમત પકડી એક હાથમાં છરો લઇ બીજા હાથ વતી ગુલાબ ભાઇની ડોક પકડી પુર જોસમાં તેને તરતજ જમીન ઉપર પછાડ્યો, અને તેની છાતી પર ચઢી બેઠી. અને રાક્ષસીની માફક આંખો કાઢી, ગુલાબ ભાઇ તે પ્રથમના જ ખ્યાલમાં હતો અને આ એકાએક ઓચીંતો બનાવ જોઇ, ગાભરો બની ગયો છાતીપર રતિસુંદરી બેઠી છે. ને જોરથી ગળું દબાવી પ્રાણ લેવા તૈયાર થઇ છે, એવું તો તેને કેટલેક વખતે ભાન થયું. રતિ સુંદરીની ઝેરીને ધક ધકતી નજરથી તે બળવા લાગ્યો, અને તેણીના સામું જોવાની પણ તેની હિંમત ચાલી નહિ, અને બકરી જેવો તે થઇ ગયો. ગુલાબચંદની સુન્યા વસ્તામાંજ તેણીની પાસે દોરડું હતું. તે કાઢીને તેણેથી પુર જોસથી તેને બાંધી લીધો પછી તેના પડખામાં પુર જોસથી બે ચાર પાટુઓનો પ્રહાર કર્યો ને ક્રોધ ચડાવીને તેણીએ કહ્યું રે નીચ "સતી સ્ત્રી ની છેડ કરી કયો નર ફાવી ગયો છે." છતી આંખે આંધળોને છતે કાને બહેરો થાય છે તો તારે તારા એ કૃત્યનું ફળ ભોગવવુંજ જોઇએ, હવે કહે તારો બે... તારો ભાઇ ક્યાં છે.

"ગુલાબ ભાઇના તો રામ રમી ગયા જેવું હતું, બોલવાની તાકાત તો હોયજ ક્યાંથી આ ટાણે આ હેવાલ થયા છે તો સવારે શું એ થશે, એમ તે મુઝાવા લાગ્યો. માંડ માંડ મહેનત કરી બોલ્યો, કે મારા ભાઇને મેં મારા ઘરમાં પુર્યો છે અને તેની કુંચી મારા ખીસામાં છે, હવે તું મારી મા છે અને હું તારો બાળક છું. કેમે મારી એમ ઢાંકશે તો હું તારો જીવતાં લગી ઉપકાર નહિ ભુલું ને તારો હમેશનો ગુલામ થઇને રહીશ મારાથી ન કરવાનું કાર્ય કરાયું છે. આટલું બોલતાં તેની આંખમાંથી આંસુની ધારાઓ ચાલી,

રેલી છે—હજારો સુરા પુરૂષોને ભોંય ચાટતા કર્યા છે. પરંન્તુ તેમાં એજ રહસ્ય છેકે અમુક સંયોગ મળ્યા પછી માણસ જાતમાં જે અમુક શક્તિઓ રહેલી છે, તે ખિલ્યા વગર રહેતી નથી. જાહેર હિંમતથી શા, શા, કામો નથી થઇ સકતા ? આકાશની સાથે વાત કરનારા મોટા મોટા દેવળો અને મકાનોની ટોચ પર આપણે સોનેરી ગીલેટવાળા ઈંડાઓ જોઇએ છીએ, પણ તેના મુકનાર માણસો કેવા હુંશયાર અને બહાદુર હોવા જોઇએ ? એ જેમ સારીરીક કેળવણીનું ફલ છે, તેમ ખરે વખતે માનસીક કેળવણીપણ આપોઆપ ખીલી નીકળે છે, મારે માથે આ પ્રસંગ પડયો ત્યારે મને એ ખ્યાલ પણ નહિ હતો, કે મારાથી એ પ્રક્રમ થશે પણ મને કુદરતે સહાય કરી. એટલે હું ફતેહમંદ નીવડી, એ ઉપરે શોખવાનું કેટલું મળેછે કે

સત્યને આડા આવનારાઓ આપોઆપ પાયમાલ થઇ જાય છે. સત્ય અલૌકીક બળ આપે છે બળ અને બુદ્ધિ સિવાય સત્યજ તેને સર્વ જોગવાઈ કરી આપે છે કહ્યું છે કે.

### મનહર છંદ

"પાવક તે જલ હોઇ જલધી તે થલ હોઇ,
સસ્ત્ર તે કમળહોઇ ગ્રામ હોઈ વંનતે
કાતાર નગર હોઇપર્વત તે ઘર હોઇ
વાસવતેદાસ હોઇ હેતુ દુરજનતે
સીંહ તે કુરંગ હોઇ બ્યાલમાલ અંગ હોઇ
વિપ તે પિયુપ હોઇ માલા અહિફ્નતે
વિપમ તે શમ હોઇસંકટ ન વ્યાપે કોઇ
એ તે ગુન હોઈ સત્યવાદી દરશન તે"

...ની રીતે સત્યવાન પુરૂષને કાંઇ પણ અસાધ્ય નથી.

**સોમચંદ**—પ્રીયા તારૂં કહેવું બરાબર છે. સત્ય સાચવનારો માણસ દેખાવમાં મદદાળ હોય પણ જો તે છાતીનું જોરાવર એટલે જાહેર હિંમતવાળો હોય તો તેનાથી જે પ્રાક્રમ થસે તેવા બીજાથી નહિ થાય માણસ નાનો સરખો હોય છે.

તો પણ સિંહ અને હાથી જેવા જાનવરને પણ વશ કરી શકે છે. સરકસમાં છોકરાઓ ખેલ કરે છે. તે જોતાં તો દૈવ શકિત જણાયછે પરંતુ મુખ્ય કારણ કેળવણી અને જાહેર હિંમતજ હોયછે;

રતિ—વારૂ આસો હવે મોડી રાત થઇ છે માટે તમોને નિંદ્રા આવતી હશે.

સોમ—મને તો નિંદ્રા આવવાનું એવું કાંઇ કારણ બન્યું નથી બાકી તમોને પરિશ્રમ પડયો હશે, તેથી નિંદ્રા આવતી હશે ચાલો ઉઠો. એમ કહી બંને દંપતી શયન ગૃહમાં જઈ સુઇ રહ્યાં.

---

# પ્રકરણ ૭ મું

## કર્મની વિચીત્રતા અને ગુણચંદ્રનું પરદેશ ગમન.

કર્મની ગતીનો પાર પામવો. એ મનુષ્ય જાતની શકિત વિરૂધ છે, કર્મ આગળ માંણુસ જાત એક રમકડા રૂપ છે. આ દુનિયામાં શ્રીમંત. ગરીબ, મૂર્ખ અને વિદ્વાન, રોગી શોગી યોગી અને ભોગી, એ બધા પાત્રો પોતપોતાના માની લીધેલા સંસાર રૂપી ષ્ટેજમાં જેમ કર્મ નચાવે તેમ નાચી રહ્યા છે જે ઉપરે કર્મ દેવની મ્હેરબાની થાય છે તે મુરખ કે મુઢ હોય ને પણ વિદ્વાનની પંકિતમાં જોડાય છે, અને ગમે તેવો સંમૃધીવાન પુરૂષ હોય ને તેના ઉપર કર્મદેવનો એકાએક કોપ થાય તો તેની દુર દશા એક ક્ષણવારમાં થઇ જાય છે, કર્મની એવી વિચિત્ર ગતી છે કે કયે વખ્તે? શું થશે! એ કહેવું ઘણું કઠિન છે માંણુસની જીંદગી એક સરખી રહી નથી ને રહેવાની પણ નથી, શ્રીમંત હોય તે ગર્વ કરે અથવા ગરીબ હોય તે શોક કરે એ બધું મિથ્યા છે, ઘણા લોકો કર્મને

માનતા નથી. પણ એમતો કહે છે કે " વાવશો તેવું લણશો "
માણસો દુખથી દુર રહેવાને હજારો પ્રયત્ન કરે છે પણ ભાવિ
બનવા યોગ કોઇથી મિથ્યા થતુ નથી. ડુબતો માણસ તણખ-
લાથી પણ બચવાની આશા રાખે છે ને ફાટેલા કપડાને થીગડું
આપીને ચલાવે છે પણ આકાશ ફાટે ત્યારે તેનો ઉપાય માણશના
હાથમા નથી.

આપણી વાર્તાની નાયક સતી ચંદ્રકલાનો જન્મ આપનાર
ગુણચંદ્ર તથા તેનો ભાઇ મેઘચંદ્ર બંને ભાઇ પોતાના પિતા-
શ્રીએ. વ્હેચી આપેલી દોલતમાંથી સારી રીતે શાહુકારી ભોગ-
વતા હતા. તેમના પિતાશ્રી આ અશાર શંશારનો ત્યાગ કરી
આત્માતું શાધન કરવા માટે જંગલમાં વસતા હતા પરંતુ
તેમનાં ત્રણ શંતાનો પૈકી બેન રતિસુંદરીનું શક્ષેપ ચરિત્ર આ-
ગળ છઠા પ્રકરણમાં કહેવાઇ ગયું છે. ત્યારે બીજું મેઘચંદનું
બ્યાંનતો આગળ શ્રોતાને ચકિત્ કરી આપનારૂં થશે. હાલતો
આપણે ગુણચદ્રની સ્થિતિનો ખ્યાલ કરીએ " વખતનો નિભા-
વ કરી લેવો એ દરેક માંણસનું ફૃત્યત્ છે " ગુણચદ્રની પ્રખ્યા-
તી જ્યારે શુરીપુરને વિષે થવા લાગી ત્યારે કુદરતથી તે જોઇ
શકાયુ નહીં ત્યારે તેના પુર્વના કઠિન કર્મે હુંમશે કર્યાં કહ્યું
છેકે " પુર્વે જે પ્રમાંણે પુન્ય કરેલું હોય તે પ્રમાંણેજ તેનુ
ફલ મલે છે. શુભ રસ્તે વાપરેલી લક્ષ્મી શુખ આપશે પણ.
અશુભ રસ્તે વાપરેલી લક્ષ્મી શુખ આપતી નથી પણ દુઃખજ
આપે છે વળી પુન્યાર્થે વાપરેલો પૈશો અથવા તે ખાતે વાપર-
વાની કાંઇ રકમ આપણા પાસે રહી ગયેલી તે કોઇ જાણી
જોઇ અથવા ભુલથી પોતાના ઉપયોગમાં લેશે તો તે લાભ આ-
પવાને બદલે ઉલટી પોતાની પાશેની બીજી દોલતનું પણ શત્યા-
નાશ વાળી ચાલી જશે, માટે કોઇએ કદી પણ ધર્માદાનો એક
પૈશો પણ ઉપયોગમાં લેવો નહીં ?

અહિં ગુણચંદ્રની બાબતમા પણ એમજ બનેલું છે, જ્યારે
તેની માતુશ્રી પદમાવતીની અંત્યાવસ્તા હતી ત્યારે તેની પાછળ
ધર્માદા ખાતે વાપરવા માટે એક હજાર રૂપીઆ કહાડવા કહેલ

પરંતુ તે રૂપીઆ એક હજાર વાપરવા માટે જરા ઢીલ થતાં તેનાં અશુભ ફલ તેજ વખતે ઉદય આવવાથી તેની શી દશા થઇ તે શ્રોતાઓ આગલ જુઓ?

ગુણચંદના પુર્વોકત અશુભ કર્મના ઉદયથી તેને અફાત ઉપર આફત આવવા લાગી. દિવશો તુટયા બે ત્રણ આડતીયા હતા તેઓની પેહેડીઓ ભાગી તેમાં તેને કેટલુંક નુકશાન વેઠવું પડયું વળી દુકાળ ઉપર દુકાળ પડવાથી પોતાની પહેડીના તમામઘરાકો નિષ્ટ થઇ ગયાં અને ધીર ધાર એકદમ બંધ થઇ અને શેઠના બધા પૈશા હમેશની પથારીએ પડયા અને એકાએક તેને ધકકો લાગ્યો. થાપણ વાળા અને લેણદારો એકદમ ચડી આવ્યા ગુણચંદે આ વખતે ઘણી યુકિત અને બહાદુરી કરી વખત વરતી લીધો અને થાપણવાળા લેણદારોને વ્યાજ શુદ્ધાં રૂપિયા ચુકાવી આપ્યા ફકત સ્નેહી અને સબંધીઓ હતા તેનાંજ બાકી રાખયા આ પ્રમાણે કરવાથી તેની આબરૂને ધકકો લાગ્યો નહીં પણ દશ હજારનું દેવું તે ચુકાવી શકયા નહિં પણ જો તે ઠેકાણે બીજો કોઇ હોત તો અવશ્ય દેવાળું કાઢવું પડત. પણ ગુણચંદ્ર શેઠ વિષે લોકોને એટલી બધી ખાત્રી હતી કે તેના પર કોઇ પણ જાતની કોઇએ પણ ફર્યાદ કીધી નહીં, આમ છતાં પણ તેને પોતાનેજ વેપાર શંકોચી લેવો પડયો ઘરમાં એક રતી ભાર તેણે દાગીનો રાખયો નહીં જ્યાં શુધી બન્યું ત્યાં શુધી તેણે લેણદારોને પતાવી આપ્યું છતાં બે ત્રણ જણને તે પહોંચી શકયા નહીં વીસ પચીસ હજારની ઉઘરાણી થાપે પડી ને જે એક વખત શહેરમાં મોટા શ્રીમંત અને પંચમાં પુછાય તેવા ગણાતા હતા જેના આશ્રય તળે હજારો માણશો વરતતા હતા તેને પોતાનેજ આ વખત અંન મળવાના શાંશા થઇ પડયા "ભાવિ કોઇથી મિથ્યાથતું નથી" વળી કહ્યું છે કે.

**મનહર છંદ**

વાર વાર વિચારતા જોવા જેવો શંશકાર  
યોગ તેવો આવી મળે પરિણામ પામવા  
ચિત્ત ચતુરાઇ તેની તલભાર ચાલે નહિં  
માલ મોંઘો નાવ માંહિ ઇચ્છે કોણ વામવા

જુએ શી શુકન સારાં કામના નીશિદ્ધિકાજ
સજે છે ઉપાય શર્વે દુઃખ મુળ ડાંમવા
આપણો વિચાર એક વિધિનો વિચાર અન્ય
મોતી જે લખેલ લેખ તેજ ખરે પાંમવા

આવી રીતે માણુશો ઘણા ઉપાયો કરે છે પણ જેવી રીતે કિસ્મતમાં હોય તેવી રીતે શુખ દુઃખ મળયાંજ કરે છે ?

આવી રીતે ગુણચંદ્રની આબરૂને પણ એચિંતો ધક્કો લાગવાથી તેને ઘણું માઠું લાગ્યું અને આ વખતે તેના બંધુ મેઘચંદ્ર પાસે ઘણી દોલત હતી પણ તેમાંનો કાંઇ ભાગ તેને ઉપયોગમાં આવ્યો નહિ "હાય દુઃખિયા શંશારે તારી હયાતીમાં એક જનેતાથી જન્મ પામેલો બન્ધુ વર્ગ પણ સ્વાર્થને લઇને દુર દુર નાશે છે" ત્યાર પછી ગુણચંદ્ર શેઠને શંકટ અને દુખના દિવસો એવા તો પશાર કરવા પડયા. કે તેનું ધ્યાન શાંળભતા કંમકમી છુટે છે. દુધ શાકરના જમવાવાળાને શાક કરવા માટે ઘી. તેલ. મળવું પણ મુશ્કેલ થઇ પડયું આ વખતે ગુણચંદ્રને ખ્યાલ થયો કે આમ થવાનું કારણ બીજુ કાંઇ નહિ પણ પેલી પુન્યાર્થે વાપરવા કહાડેલી એક હજાર નીરકમ મારા ઉપયોગમાં લેવાઇ ગઇ તેનુંજ આ પરિણામ છે પરંતુ આ વખતે તેને એક હજાર તો શું પણ એક રૂપીઓ પણ વાપરવાની શિજત્ત રહી નહીં ? "આવી રીતે જ્યારે કર્મ ઉદય આવે છે ત્યારે પોતાથી થયેલા દુઃકૃત્યને માટે ઘણો ખેદ થાય છે પણ તેમાંનુ કઇ કામ આવતુ નથી."

ગુણચંદ્રના ઘરમાં બે માણશો પોતે તથા એક તેની પુત્રી ચંદ્રકલા (આ વાર્તાની નાયક) એ ત્રણ જણ હતાં.

ચંદ્રકળાની આજે બાર તેર વર્ષની ઉમર થયેલી હતી પણ હજુ તેણીના લગ્ન થયા નહતાં. પરંતુ શંશારી કેળવણીનો અભ્યાશ તેણે તેણીની માંત સુમંગળા પાસે શારી રીતે કરેલો હતો, સુમંગળા બહુ વિચારસીલ અને કેળવાયલા હતા, "દુઃખના વખતે પતીને સહાયતા આપવી એ દરેક સુસિલ સ્ત્રીનું

ફેરાવ છે." એમ તેઓ શારી પેઠે સમજતી હતી. તેણીએ આ વખતે બહુ યુક્તિથી ઘર સંશાર ચલાવ્યો જ્યારે કોઇ ન હોય ત્યારે પોતા પર પડતી આફતને તે રોઇ દેતી પણ ઝાહેર રીતે થોડા પૈસામાં પણ પતીને કાંઇ ઓછું લાગવાં દેતી નહિં પોતે અને તેની પુત્રી ચંદ્રકળા કોઇ કોઇ વખતે બસ રોટલો એકજ વખત ખાઇને પણ ચલાવી લેતી પરંતુ બીજાને ઓછું લાગે નહિં તે માટે શાખ પાંદડાનો ઠાઠ અગાઉના જેરોજ રાખેલો હતો, મેમાન આવે ત્યારે કાંઇ ઓછાશ આવવા દેતી નહિં, રાત્રીના વખતે કોઇ ન જાણે તેમ વહેલી ઉઠી દળણું દળવા લાગી જતી. પોતાની હયાતીમાં આજ લગણે જેણે ઘંટી પણ જોઇ ન હતી તેમજ પાણી પણ ભર્યું ન હતું તે વખત આજે જરાપણ આંચકો ખાધા વિના ઘરનું કામ કાજ કરવા લાગી જતી વખતો વખત ગુણચંદ્રને પણ બલામણું કરી સાંત્ત્વન કરતી અને તેની સેવા ભક્તિ કરવામાં સુમંગળા કાંઇ ન્યુનતા રાખતી નહિં આવા દુઃખના શમયમાં તેણીની પુરે પુરી કશોટી થઇ શકી હતી. "આવા સારા સંસ્કારવાળી અને ઉત્તમ યુવતીથી સતી ચંદ્રકળા જેવાં રત્ન પાકે એમાં શું આશ્ચર્ય," "સ્ત્રી જાતને કેળવણી અપાયલી હોય તે ખરે વખતે ઘણી ઉપયોગી થઇ પડે છે," જેવી અને જેરે વખતે પોતાની સ્થિતિ હોય તે વખતે પોતાથી બને તેટલું બીજાનું ભલું કરવામા તે ચુકતી નહીં; વળી પોતાની એકની એક પુત્રીને તેણીએ એવી શારી રીતે કેળવી હતી કે તેનો ગૃહ શંશાર તે શરળતાથી ચલાવી શકે, "અજના વખતમાં સ્ત્રીઓ સહેજ વાતમાં કજીઓ અને કંકાશ વધારી મુકે છે" તેના વીચારનું બીજ પણ તેઓમા ન હતું; "માતાઓ શારી હોય તો તેનાં બાળકો ગુણી થવા વગર રહેજ નહિં માટે માતા થનાર સ્ત્રિ વર્ગને પ્રાથમિક કેળવણી અવસ્ય આપવી જોઇએ"

હવે ગુણચંદ્રની દુર્દશા આવી ત્યારે પોતાના કુટુંબનું ગુજરાન કેવી રીતે ચલાવવું તેનો પણ તેને વિચાર થવા લાગ્યો પુરતે તેની ઇજત અને આબરૂ મોટી હતી. એટલે હલકું કામ કરવાથી હાંશી થશે અને પીતાશ્રીના નામને કલંક

લાગશે ત્યારે દુકાન માંડી વ્યાપાર કરવા જેટલી તેના પાસે મુડી ન હતી મેઘચંદ્રની સ્હાયતા આગળથીજ નકામી થઇ હતી તો પણ ન ચાલતે વળી તેનોજ આશ્રય લેવાનો વખત નજીક આવ્યો ગુણચંદે વિચાર કર્યો આંહી મારાથી છુટ થયો અગર હલકી નોકરી થઇ શકશે નહીં માટે "દેશ મુકી પરદેશ ભિક્ષ્યા" એ કહેવતને અનુસરી ને પરદેશ જવુ એજ ઉત્ત્મ છે પરંતુ પાછળ આ સ્ત્રિ તથા બાળાના ખોરાકની કાંઇ સગવડ કરવી પડસે ત્યારે બે ચાર માશ ચલે તેટલુ અનાજ તો ઘરે રાખી જવું.

આંમ વિચાર કરી પોતાને ઘેર કાંઇ દાગીનો યા. કિંમતી વસ્ત્રાદિક હશે તે વ્હેંચી ચાર પાંચ મણ અનાજ લાવી. ઘરે મુકયું. વલી વિચાર થયો કે વખત છે પરદેશનું કામ છે. વળી આપણાં કિસ્મત હાલે અવળાં છે એટલે જાતાં પહેલાં નોકરી મલે કે ન મલે અને આંહી તો વખત વખતનું કામ કર્યે જાય છે એટલે જોતા જોતામાં બે ચાર મહીના વ્યતિત થઈ જાય અને પાંચ મણ અનાજ વપરાઇ જાય ને મારા તરફથી જોઇતી સગવડ ન મળે તો આ અબળાઓના શા હવાલ ? આમ વિચાર કરી ન ચાલતે વળી તેના ભાઇ મેઘચંદ્ર પાસે ગયો અને કહ્યું.

ભાઇ મેઘચંદ્ર ? મારે ઉંદર પોષણાર્થે પરદેશ જવું છે. મારી હાલત હાલે નબળી છે. તે તમે જાણોછો બે ત્રણ મહિનાનું અનાજ તો ઘરે રાખી જઉંછું. પરંતુ ત્યાં લગી મારા તરફથી તેઓને ગુંજરાન માટે પૈસા મોકલવાની સગવડ ન બને તો તમો તેઓને થોડું ઘણું અનાજ મારા ખાતે માંડીને આપજો હું જ્યારે ઘરે આવીશ ત્યારે તમોને મજરે વલતી આપીશ "સદગુણી માણસ પોતાના સદગુણથી આકર્ષાઈ પોતાથી નાના મનુષ્યને પણ બહુ માનથી બોલાવે છે" મેઘચંદ્ર પહેલાં તો સ્વાર્થ પર દોરાઇ જવા લાગ્યો પરંતુ પોતાના વડીલ બન્ધુ વળી તેની આ વખતની દુર દશા તેમજ પોતે જાતથી આવા આગ્રહ કરે છે ત્યારે મારે તેનું વચન માન્ય રાખવું જોઇએ. એમ તેનો વિચાર થયો ત્યારે તેણે ગુણચંદ્રને કહ્યું કે મોટા

ભાઇ તમારી આજ્ઞા શીર ચડાવું છો બે મણુ અનાજ ખપશે તો હું કયાં દુર છું. ભલે મારી ભાભી આવીને લઇ જાય; માટે તમો તે બાબત નિશ્ચંત રહો?

આમ શંતોષ કારક જવાબ મળવાથી ગુણચંદ્રના મનને આનંદ થયો પોતાને ઘેર આવીને શુમંગળા પ્રત્યે કહેવા લાગ્યો.

ગુણચંદ્ર—પ્રાણ પ્રિયા? "આ દુનિયામાં વશતાઃ તમામ મનુંષ્યો કર્મની વિચીત્રતાને આધિન છે દરેકને કર્મચક્રનુ અવલંબન લાગેલુંજ છે લાખો ક્રોડોના માલેક પણ દુઃખના દિવસો પશાર કરે છે સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ એમ સદાકાળ ચાલ્યાજ કરે છે" માટે આપણે હવે દુઃખના દિવસો પશાર કરવાછે તો તેવા "કઠણ શમયમાં ધીરજ રાખવી હિમત હારી જવાથી શંકટનો બોજો આપણા ઉપર વધારે ભાર મુકેછે પરંતુ હિમત રાખવાથી પોતાપર પડતો અશહ્ય દુઃખનો બોજો પણ કિંચિત્ માત્ર જણાય છે માટે સત્યતાનું પાલન કરવુ અને દુઃખનો પરાજય કરવો એજ શ્રેયસ્કર છે" માટે મારે હવે પરદેશ કમાવા જવું છે આ શહેરમાં રઇ ગુજરાન ચલાવવુ અને હલકુ કામ કરી પિત્યાના નામને કલંક લગાડવુ એ વ્યાજબી લાગતુ નથી, તમારે માટે બે ત્રણ મહીના ચાલે એટલુ અનાજ ઘરે રાખી જઉંછું અને ત્યાં લગી મારા તરફથી તમોને સ્હાયતા ન મળે તો મારા લઘુ બન્ધુ મેઘચંદ્રને હું ભલામણ કરી જાઉંછું.

તે તમોને અનાજ આપશે માટે તમો નિશ્ચિતપણે ઘેર શંભાળીને રહેશો પુત્રીને પાસે બોલાવીને સર્વે હકીકત કહીને દિલાશો આપવા લાગ્યો ત્યારે ચંદ્રકલા કાચી ઉમરની હોવાથી અને કુમારીકા એટલે એને રૂદન આવવા લાગ્યું છાતી ભરાઇ ગઇ, પ્રેમના ભંડાર અને સુખના સમુદ્રરૂપ પોતાના પિત્યા આજે કષ્ટના પંજામાં સપડાઇ દુઃખ દરીયામાં ડુબી જવાનો પ્રયાશ કરે છે એથી તેને ઘણુંજ માઠું લાગ્યું પણુ નાઇલાજ? ઘેર રહેવાથી પોતાના કુટુંબનું ગુજરાન ન થતા પાયમાલી હતી એટલે ગુણચંદ્રને તેની અર્જી અને પુત્રીએ ન ચાલતે પરદેશ જવાની રજા આપી.

જ્યાં લગી સ્વામીનાથ કમાઇ પાછા ઘરે આવે ત્યાં લગી સુમંજગાએ સત્ય વ્રત અંગીકાર કર્યું સ્વાદિષ્ટ અને પોષ્ટીક ખોરાકનો ત્યાગ કર્યો ભોંય સુઇ રહેવું આંખમાંના કાજળ વિગેરે અલંકારો તજી દીધા.

ગુણચંદ્ર પરદેશ જતી વખ્તે થોડો ઘેડો શરસામાન લઇ સારૂ મહુરત જોવરાવી. પરદેશ જવાને પ્રયાણ કરી ગયા.

---

# પ્રકરણ ૮ મું.

---

## " ગુણચંદ્રની મુસાફરી. "

**" જે માણસને દુઃખનો અનુભવ થયો નથી તે કદાપી સુખની કીમત કરી શકતો નથી " " શ્રીમંતના છોકરાઓ સુખી છે તેને કોઇ જાતની ચિંત્યા નથી માટે તેના જેવા સુખી કોઇ નથી "** એમ જો કોઇ માનતું હોયતો તે તદન ભૂલ છે ખાવાનું અને પહેરવા ઓઢવાનું મનગમતું મળે એટલે સુખી જણાય છે પરંતુ ખરૂં સુખ ક્યાંમાં છે તેની તેઓને ખબર હોતી નથી. દુઃખ ભોગવવાથી મનપર જે અસર થાય છે ને તેથી મની વ્યથા ( પીડા ) ભોગવવી પડે છે તેના કરતાં શારીરીક ( મડમુમડરી ) પીડા ઘણું ઓછું દુઃખ આપે છે. આપણને ટાઢ કે તાપ લાગે તે આપણથી સહન થઇ શકશે પણ કેટલાંક ઘર સંસારના સાધનો નહી મળવાથી તેને અંતરમાં જે બળતરા થાય છે તેનું દુઃખ ભોગવવું ઘણું કઠીન છે. એવા કઠણ સમયમાંજ શાન્તિનો વખત મળી આવે ત્યારે તેને ખરા સુખનો અનુભવ થાય છે જેને સદાકાળ શાન્તિ હોય છે તેને શાન્તિના ખરા સુખનું કશું ભાન હોતું નથી તેમજ જે માણસપર દુઃખનું વાદળુ આવેલ નથી તે માણસ કદી ઉંચા ગુણવાળો હોઇ શકશે નહીં,

ગુણચંદ્ર થોડા દીવશ પછી તેજ શેહેરની અંદર એક શેઠના ઘેર પેટની ખોરાકી માટે ફકત વાશણ માંજવા રહયો, "નોકરી કરવાના અભિલાષી પુરૂસો ઓળખાણ વિન્યા કે શેઠ ધાર્યા વગર શાહસ કરી દેશાવર જાય છે તો પોતે ગમે તેવો કુદરતવાળો હોય તો પણ પ્રથમ તેના આવાજ હવાલ થાય છે માટે શાહસ કરી આશ્રય મેળવવા શિવાય દેશાટન કરવું નહિ ?" ગુણચંદ્રને ત્યાં નોકરી કરવાને બે ત્રણ માશ થયા ત્યારે તેણે શેઠને આજીજી કરી વિનંતી કરી કે શેઠજી ? હું મારા ઘેર એક મારી સ્ત્રિ અને એક મારી કુમારિકા પુત્રીને અતીજ સ્થિતિમાં મૂકી કમાઇ આવવાની લાલચ અપો હું આહીં આવ્યો છુ, હું ને આપના તરફથી ખાધા ખોરાક શિવાય કાંઇભી મળતું નથી. મારા ઉપર આથી કાંઇ વધારે કામનો બોજો નાંખશોતો હું ઉપાડવાને તૈયારછું પરંતું આપના તરફથી હુંને કાંઈ માશિક પગાર કરી આપો એવી મારી વિનંતી છે, શેઠજી પણ શાણા અને દયાળુ હતા એટલે ગુણચંદ્રને સ્હેજ સાજ કામનો વધારો બતાવી બે રૂપિયાનો માશિક પગાર કરી આપ્યો.

---



# પ્રથમ ભાગ સંપૂર્ણ.

ગુણચંદ્ર બિચારો પરદેશી વળી આવો ભયંકર બનાવ થયેલા જેથી તેને કંઇ શુધ્ધ શાન રહી નહીં તેથી એકદમ રડવા લાગ્યો અને પોતાપર પડતા દુઃખનો ચિતાર બતાવી પોતાની પત્ની અને પુત્રોને યાદ કરવા લાગ્યો, વળી કહેવા લાગ્યો કે આવા ભયંકર વખતમાં પરદેશને વિષે મારી શારવાર કોણ કરશે મારો થોડો ઘણો પણ જરૂરીને શામાંન દુષ્ટ અનુચરો લઇ ગયા તે હવે હું પાછો શી રીતે મેળવી શકીશ મારી પાસે ફાટેલાં લુગડાંજ ફકત રહ્યા છે, તો આવો છેક ચિંથરે હાલ હું શહેરમાં જઇને મહોં શું બતાવીશ આવી નિરબળ સ્થિતીવાળો હુંને જોઇને કોઇ શારી નોકરી પણ આપશે નહીં કહ્યું છે કે " **એક નુર આદમી હજાર નુર કપડા** " માટે કપડાં કાંઇ સારા પહેરવાનાં હોયતો દેખાવ ઉપરથી પણ કંઇ શારી નોકરી મળી શકે, આમ અનેક પ્રકારના વિચારો કરતા હતા પણ આ વિલખ્યા વિણવાનું બધુ મિથ્યા હતું. આ વખ્ત તેને સ્હાય કરનાર કોઇભી માણસ ન હતુ જો છેતો ફકત નવકાર મંત્રજ સ્હાય કર્તા છે? આમ તેનું મન જરા નવકાર મંત્ર તરફ દોરાયું ત્યારે સર્વ બળાપો ત્યાગ કરી એકજ નવકારનું સ્મરણ કરવા લાગ્યો.

રાત્રી પણ વ્યતિત થવા આવી છે. શુર્યદેવે આર્ય ભૂમિપર પ્રગટ થવા માટે વધામણી દેવાને કુકડાંઓને ભલામણ દેવાથી તેઓ મધુર સ્વરે બોલી વધામણી દેવા લાગ્યા પક્ષીઓ પોતાના બચ્ચાંનું પોષણ કરી દીવસે ચારો કરવા જવા માટે શોર બકોર કરવા લગ્યા. શુર્યદેવના પ્રતાપી કિરણોનો પુર્વ દિશા તરફ પ્રકાશ થવા લાગ્યો. ત્યાગીજનો નિંદ્રાદિક પ્રમાદને વિષે થયેલા પાપનુ નિરવાણ કરવા માટે પ્રતિક્રમણાદિ ક્રિયાઓ કરવા લાગ્યા ત્યારે ગુણચંદ્ર પણ તેની દુઃખમય રાત્રીનો નિકાલ થવાથી શુભ રૂપા શુર્ય ઉગવાની રાહ જોઇ રહયો હતો, શુર્યોદય થયો ત્યારે ગુણચંદ્ર પોતા પાશેનાં જે કાંઇ ફાટેલા તુટેલા વસ્ત્રા હતા તે પહેરીને શહેર તરફ રવાના થયો અને ગામની અંદર કોઇ સારૂ સ્થાન પૂછીને ત્યા ગયો.

ગુણચંદ્ર થોડા દીવશ પછી તેજ શેહેરની અંદર એક શેઠના ઘેર પેટની ખોરાકી માટે ફકત વાશણ માંજવા રહયો, "નોકરી કરવાના અભિલાષી પુરૂસો ઓળખાણ વિન્યા કે શેઠ ધાર્યા વગર શાહસ કરી દેશાવર જાય છે તો પોતે ગમે તેવો કુદરતવાળો હોય તો પણ પ્રથમ તેના આવાજ હવાલ થાય છે માટે શાહસ કરી આશ્રય મેળવવા શિવાય દેશાટન કરવું નહિ ?" ગુણચંદ્રને ત્યાં નોકરી કરવાને બે ત્રણ માશ થયા ત્યારે તેણે શેઠને આજીજી કરી વિંનંતી કરી કે શેઠજી ? હું મારા ઘેર એક મારી સ્ત્રિ અને એક મારી કુમારિકા પુત્રીને અતીજ સ્થિતિમાં મૂકી કમાઇ આવવાની લાલચ અપો હું આહીં આવ્યો છુ; હુ ને આપના તરફથી ખાધા ખોરાક શિવાય કાંઇભી મળતું નથી. મારા ઉપર આથી કાંઇ વધારે કામનો બોજો નાંખશોતો હું ઉપાડવાને તૈયારછું પરંતું આપના તરફથી હુંને કાંઈ માશિક પગાર કરી આપો એવી મારી વિનંતી છે, શેઠજી પણ શાણા અને દયાળુ હતા એટલે ગુણચંદ્રને સ્હેજ સાજ કામનો વધારો બતાવી બે રૂપિયાનો માશિક પગાર કરી આપ્યો.





# પ્રથમ ભાગ સંપૂર્ણ.

# સતી ચંદ્રકળા.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૯ મું

#### ચંદ્રકળાનું સત્ય.

હવે આપણે ગુણચંદ્રના ઘર તરફ નજર કરીશું ? ગુણચંદ્રના ઘરમાં તેની સ્ત્રી અને પુત્રી એ બંન્ને જણ હતાં પરંતુ તે શારી કેળવણી પામેલાં હતાં એટલે આ દુઃખના બોજાને તે કર્મનો વાંક કહાડી ભારરૂપે જાણતા નહીં, પોતા પાસેનું અનાજ જેમ વધારે વખત ચાલે તેમ ખાસ કાળજી રાખતાં હતાં તો પણ બે જણને પાંચ મણ અનાજ કેટલો વખત ચાલે, શંકાચીને વાપરતાં પણ તે અનાજ ત્રણ મહીનામાં થઇ રહ્યું ત્યારે શુમંગળા વિચાર કરવા લાગી. "આ શરીરને કુદરતી ભાડું આપવા શિવાય છુટકો નથી એવો કુદરતનો ખાસ નિયમ છે" માટે આપણે હવે અનાજ માટે શું કરવું ( ચંદ્રકળાને કહે છે :)

સુમંગળા—બેટા ચંદ્રકળા ! તારા પિતાજીને આજે ત્રણ માશ થવા આવ્યા તો પણ હજુ તેમના તરફથી કાગળ કે કાંઇ પૈશાની મદદ મળી નહિં ઘેર અનાજતો છેક થઇ રહયુંછે,

ચંદ્રકળા—માતુશ્રી ? હું પણ જાણુંછું કે બીજા સર્વે વિન્યા ચાલે પરંતુ અનાજ વિન્યા શી રીતે ચાલે ? મારા

અને ગંભીર મુદ્રા ઉપરથી તેના સત્યના ખરા પણાનું ભાન થતું હતું બહાર હરવા ફરવાનું તો તેણીને આગલથીજ વલણ ન હતું એટલે તેણીને તેના કાકા પણ થોડા પિછાનતા હતા.

ચંદ્રકળા પોતાની માતુશ્રીના અત્યાગૃહથી કુમારીકાના વેશમા મેઘચંદ્રની દુકાને અનાજ લેવા ગઈ, તેના પિતાશ્રીના કહેવા પ્રમાણે વાતચિત કરી પોતાની સ્થિતીનું ભાન આપી તે પાશે અનાજ લેવાની માગણી કરી.

મેઘચંદ્ર પ્હેલોતો પોતાના સ્વભાવ ઉપર દોરાઇ જઇ આવેલી બાળાને ના કહેવા વિચાર કરતો હતો તેવામાં તો કુદરતે તેને અવળે રસ્તે દોરી દાણાંની હા કહેવાની ફરજ પાડી,

મેઘચંદ્ર પણ ગુણચંદ્રનો શગો ભાઇ થાય છે પરંતુ ગુણચંદ્રના જેવા ગુણ તેનામાં નથી. કહ્યું છે કે " હીરા મોતીની ખાંણો કાંઇ ઠેકાંણે ઠેકાંણે હોતી નથી તેમજ શર્વ છીપોમાં મોતી પણ હોતા નથી ત્યારે શર્વ વનને વિષે ચંદન પણ હોતું નથી. એ ચીજોનો કવચિતજ મળે છે તેમ શદ્દગુણી પુરૂષ પણ કવચિતજ મળે છે. કાંઇ બધા શદ્દગુણી થતા નથી.

એ પ્રમાણે મેઘચંદ્રની વૃતી આ નવયોવના કુમારીકા ઉપર મલિન થવા લાગી વિચાર કર્યો કે અહા ? આવી દેવસ્વરૂપ અપસરા સાથે જ્યાં શુધી શમાગમ નથી થયો ત્યાં સુધી આ અવતાર પણ નકામો ગયો છે, આ વખતે તેને અનાજ લેવાની ગરજ છે એટલે મારા કહેવા પ્રમાણે તે વરતશે અને મારી મુરાદ પાર પડશે માટે મેડી ઉપર તેડી જાઉં આવો વિચાર કરી ચંદ્રકળાને કહેવા લાગ્યો. કે દાણાતો મેડી ઉપર છે માટે ત્યાં ચાલોતો ભરી આપુ

પ્હેલાંતો ચંદ્રકળા પણ તેના વિચાર ઉપરથી શંકા પામી ગઇ, મેડી ઉપર દાંણા ક્યાંથી હોય ? " આમ વિચારવા લાગી, પણ " જેના અંગોપાંગમાં શિયલ રમી રહેલુ હોય છે તેનાથી વિષય વાશના પણ દુર દુર નાશે છે. " વળી તેણીએ વિચા

કર્યો. કે મારા કાકાતે મારા પિતાશમાંન ને હું તેની ભત્રીજી તે દીકરી શમાન મારા માટે તેમના હૃદયમાં કુવિચાર હોય તે વ્યાજબી નથી માટે ચાલ જોઉ ! મેડી ઉપર અનાજ હશે તો ત્યાંથી પણ લેવું પડશે. કહ્યું છે કે "ગરજુને અકકલ ન હોય" આમ વિચાર કરી મેઘચંદ્રની પછવાડે તેણી ચાલી ગઈ ને છેવટ મેડી ઉપર બંન્ને જણા દાખલ થયા.

દુકાનમાં માણસોને આ મેઘચંદ્રના દુષ્ટ વિચારોનું કાંઈ ભાન હતુ નહી તેથી તેઓ સહુ પોત પોતાના કામે લાગી ગયા હતા. મેઘચંદ્ર આવેલી બાળાને કયાં તેડી ગયો તેની તેઓને કંઈ ખબર ન હતી.

મેડી ઉપર અનાજનો ઢગલો હોવો જોઇએ તેને બદલે શયન કરવાની સામગ્રી તેણે ગોઠવી રાખેલી છે હિંડોળા ખાટ લટકી રહ્યા છે પલંગ સુંદર બિછાના બિછાવી તૈયાર કરી રાખેલો છે. અને સુંદર અને ભપકાદાર મછર દાંનીઓ ઝાલર બંધ ઝુકી રહેલી છે. રેશમી ગાલ મશુરીઆં ગોઠવી રાખેલાં છે. અંતરની શુગંધી પ્રશરી રહેલી છે, આવો એકાએક ફેરફાર જોઇ ચંદ્રકળા વિસ્મિત થવા લાગી. મેડીની સુંદર રચના તેને બાળી ભસ્મ કરવા લાગી. અંતરની ખુશબો તેને વિષ્ટાની દુષ્ટ વાસનાનો ભાવ ભજવવા લાગી. "હું કયાં આવી છું. આ દુષ્ટ મને કયાં તેડી જાય છે" આમ વિચાર કરે છે એટલામાં મેઘચંદ્ર ચંદ્રકળાનો હાથ પકડી પલંગ પાશે ઘસડી લઇ ગયો અને કહેવા લાગ્યો કે બે ઘડી આ પલંગપર આરામ લઇએ પછી તને ધાન ભરી આપું તે લઇને તું ચાલી જજે.

લાગી, વળી એવો વિચારકર્યોકે હું આ પાપીના દુષ્ટ પંજામાં સપડાઇ ગઇ. પરંતુ હવે મારે કાંઇક ઉપાય કરયા વિના છુટકો નથી. આ વખતે હું તેની સાથે તકરાર કરીશ તો તે પાપી મને છોડશે નહીં ! કહ્યું છે કે "કામી અંધો કાંઇ ન દેખે બાર યોજનમાં ઉજડ પેખે" માટે કાંઇક ઉપાય કરૂં આ વખતે આંહી મારી સહાય કરનાર કોઇ નથી. આમ વિચારી યુક્તિ કરી મેઘચંદ્રને તે કહેવા લાગી.

ચંદ્રકળા—મેઘચંદ્ર કાકા ! તમોને હું કાકા કહું કે બાપ તે એકજ અને હું તમારી ભત્રીજી તે દીકરી કહેવાઉં પોતાની દીકરી અને ભાઇની દીકરીમાં શું ફેર હશે ! મારે દીકરી ઉપર તમો ખરાબ નજર કરો છો ? જરા વિચાર કરો. આમ કામાન્ધ થઇ જવાથી શું સારૂં ફળ મેળવશો. તમારે ઘેર પાંચ પૈસાની જોગવાઇ એટલે અમારે ગરીબને તમારૂ શરણું લેવું પડ્યું તો આ વખત માટે ! તમારે પણ લાગ આવ્યો છે. પણ ધરમાંને ધરમાં દુષ્ટ વિચાર ચિંતવવાથી શું તમારી ફતેહ થશે, દુર્ભાગ્યે જ્યારે અમોને નબળાઇ આવી. ત્યારે તમારે અરદાશ આપવાનો ઠીક લાગ આવ્યો છે. પણ તમો જે ઇચ્છા ધરાવોછો તે પાર પડવાને હજુ વખત છે. કારણકે હું હજી બાળ કુંવારીછું. મારે ઉપર કોઇની પતીની ગાળ લાગેલી નથી "સ્ત્રિ જાતે એક અવતારમાં એકજ પતી તે વળી પિતાશ્રીએ સોંપેલોજ સ્વિકારવાની ફરજ છે" મારી યોગ ઉમર થવા છતાં મારા પિતાશ્રીએ મારા તરફનો કંઇ વિચાર કર્યો નથી છતાં તેમના સગા ભાઇ તમે જે મારા તરફનો વિચાર ધરાવો છો તે ખર લાવવા માટે તમો શહેરમાંથી એક સારો પ્રમાણીક બ્રાહ્મણ બોલાવો અને તેના હાથથી તમે મારૂં લગ્ન કરો એટલે બસ છે. કારણ કે મારા પિતાજી તો પરદેશ છે માટે તેની વતીથી પુષ્પ બ્રાહ્મણજ પાણી ગ્રહણ કરાવે એટલે તમારી ઇચ્છા પાર પડશે.

આ વિચારો જોકે ચંદ્રકળાનેતો સત્યને ટકો આપનારા હતા પણ મેઘચંદ્રની આશાને પાણી પાનાર થયા "હવે મારી

ઇચ્છા પુરી થશે" એમ વિચાર કરી મેઘચંદ્ર પોતાના સ્નેહિ બ્રાહ્મણને તેડવા માટે ત્યાર થયો. વલી વીચાર થયો કે "સ્ત્રી જાત કપટી કહેવાય છે" રખેને મને બહાર મુકી તે નાશી જાય માટે પ્હેલાંતો તેનોજ બંદેબસ્ત કરૂં. આમ બોલી ઝડપ ઝડપ મેડીના તમામ બારણાં બંધ કર્યાં છેવટ ઉતરવાનો દાદરો પણ બંધ કર્યો અને મનમાં આનંદ થતો મેઘચંદ્ર બ્રાહ્મણને બોલાવવા ગયો.

"સત્યનો બેલી ઇશ્વર" એ જુની કહેવત આજે આ કુમારીકાને અક્ષરશઃ ખરી પડે છે મેડીના તમામ બારણાં બંધ થયેલાં એટલે ચંદ્રકળા પોતાપર થવાના અઘટીત બનાવને નજીકમાં આવતો જાણી આપઘાત કરવાને ત્યાર થઇ અને એ હાથ રાઢવાનો ટુકડો શોધવા લાગી. આમ તેમ ફરતાં એક બારી તરફ તેણીની નજર ગઇ. એ બારીનુ કમાડ વાશેલું હતું પણ શાંકળ દેવી ભૂલી ગયેલ એટલે લાગલુંજ તે બારણું તેણીએ ખુલ્લુ કર્યું.

બારણું ખુલ્લુ થવાની સાથેજ તેને જીવિત આપનારો પવન તે બાળાની રાહ જોઇને ઉભેલો એટલે તરત તેણીને પોતાનાજ ઘરના ચોકમાં ફેંકી દીધી (મેઘચંદ્રની મેડીની પછીતની બારી ગુણચંદ્રના આંગણામાં પડતી હતી એટલે તરત તેણીએ બારણાંમાંથી નિકળી આંગણાના ચોકમાં પડતું મુક્યું)

શુભગળા પોતાના ઘરમાં કાંઇ કામ કાજ માટે રોકાયલી હતી ત્યાં ઓચિંતો ચોકની અંદર બંદુકના ફડાકાની મિશાલે ધબાકો થયો.

ઓચિંતો પોતાના ઘરમાં અવાજ થયો શાંભળી સુભગળાના તો હાંજાએ ગગડી ગયા કદી નહિ ને આજે આશો ગજબ ? આમ વિચારી તરત બહાર આવી આંગણા તરફ નજર કરી જુએ છે તો બીજુ કાંઇ દીઠું નહિ પરતું પોતની પુત્રી ચંદ્રકળાને બેભાન હાલતમાં પડેલી દીઠી, આવો અણધાર્યો બનાવ જોઇ ને સુભગળાને વધારે ગભરામણ આવવા લાગી. ઘરમાં

કોઇ બીજુ માણસ નહી એટલે દુષ્ટ જીત ગભરાય એ કહેજછે શુભંગળા તેની પુત્રી પાશે આવી જુએ છે તો તે બેભાન અવસ્તામાં પડેલી છે. ત્યાંથી તેને ઉચકી ઘરમાં લઈ ગઇ હાથ દુખ કરી પવન ઢોળી આસ્વાસન કરવાથી કાંઇક શાન્તિ વળી થોડી વારે જીવધાંમ આવેલાથી તે બાળાનું પુતળું કંઇક સજીવન થયું. ત્યારે શુભંગળાને પણ કંઇક આનંદ થયો.

બે કલાક પછી તે બાળાએ પીવા શારૂ પાણી માગ્યું તેની માતાએ પાણી આપ્યું તે તેણીએ પીવાથી કાંઇક બોલવાની શકિત આવી.

ચંદ્રકળાને બેભાન થઇ જવાના બે કારણો હતાં એક તે મેડી ઉચાં હતોને ત્યાંથી નીચે પડવાથી ઇજા થએલી અને બીજુ દુષ્ટના પંજામાં સપડાએલી તે મૃત્યુના મુખમાંથી બહાર આવવાથી દહેશત લાગી "સત્ય જાળવવા માટે સતી સ્ત્રીઓ મોત કબુલ કરે છે પણ પોતાનું સત્ય છોડતી નથી"

વાંચનારાઓ આવો ભયંકર બનાવ આજે શતી ચંદ્રકળા પર થયેલો જોઇ હજુ ગભરાવા જેવું નથી "સતીનેજ કષ્ટ પડે છે" અને આ તો તેના પર પડતા કષ્ટમાનું એક વાનકી રૂપ પહેલું પગથાઉં છે.

સુભંગળા—માહારી વ્હાલી પુત્રી ! આ ઓચિતું તને શુ થયું આંહી તને કોણે નાંખી, તારા કાકા ક્યાં ગયા, અનાજનું શું થયું ?

ચંદ્રકળા—બળેયું તારૂં ધાંન અને મુઆ મારા કાકા આવા ક્યા ભવનાં કર્મ આવ્યાં કે હું તમારે પાંને પડી ને મારે દુઃખના દિવશો આવ્યા; (આમ બોલી તે ચુપ થઇ ગઇ અને દયામણું મુખ કરીને બેઠી)

ચંદ્રકળા ગંભીર વિચાર વાળી અને કેળવાયલી હતી. આ શંશારના સુખ દુઃખનું ચક્ર અને તેનાં કારણોને તે સંપુર્ણ પિછાનતી હતી "કારણ વિના કાર્ય થતું નથી અને વખત વિ

ન્યા વાત થતી નથી ", એમ વિચારી પોતા પર વીતેલા બનાવની વાત શુમંગલા પાસે કહેવામાં કાંઇ હાંસલ નથી પરંતુ ફજેતી થાય અને દુઃખના દિવસો જોવાનો વખત આવે કારણકે મેઘચંદ્ર ને તો તે સર્વાંશે ઓળખી ચુકી હતી તેથી આ વાત પોતાની મા પ્રભીને પણ કહેવાનું મુલતવી રાખ્યું.

" હાલની સ્ત્રીઓ ઉછાંછળી થઇ પોતાની ગુઝવાત તરતની જાને કહી દીએ છે ને તેથી પ્રાય ફજેત મળે છે " માટે " આવશ્યક સુત્રમાં પોતાની મર્મની વાત પરપાસે કહેવાની મનાઇ કરેલી છે "

શુમંગળાએ વિચાર્યું કે મેઘચંદ્ર સ્વાર્થિઓછે એટલે ચંદ્રકળાને અનાજ આપવાને આનાકાની કરી હશે તેથી તેને માઠું લાગ્યું છે જેથી એ આમ બોલે છે હશે, હું પોતે લઇ આવીશ. આમ વિચારી ચંદ્રકળા સાથે વધારે વાતચિત તેણીએ પણ કરી નહીં ?

---

# પ્રકરણ ૧૦ મું

---

## આસ્થામાં નિરાશા અને મેઘચંદ્રનું કપટ.

**મનહર છંદ**

રાખ અભીલાખ લાખ, કોણ તેમાં વારે તને.
પાર પડવાનું હોય, તેજ પાર પડે છે.
તારૂં ધાર્યું થતું હોય, અન્ય પરાથી ચાલ.
વિવિધ વીધન તને, ક્યાંથી આવી નડે છે.
આ સ્થામાં અધીરો થઇ, કામનાને કર અડી.
નિશ્ચે તે ખોવાર થઇ પાશમાંજ પડે છે
મોતી એવા જનને વિચારવાની રીત મળે
નહી સુખ ભોગવે ધારેલ કામ કરે છે

"પરંતુ ભવિષ્ય બળવાન છે. કોઇનું ધાર્યું કામ થતું નથી એટલુંજ નહિ પણ હાથમાં લીધેલું કામ પણ છટકી જાય છે" મેઘચંદ્ર યુવાનીના પુરમાં છલકાતો પુરેપુરો ફાકડો અને છોકટો બંનેલો હતો બત્રીશે લક્ષણ તેનામાં બરોબર હતાં. આ વખતે ચંદ્રકળાનાવાકયોથી સ્વર્ગ સુખની લ્હેરીઓ ભોગવવા-ની આસ્યાએ તે પોતાને અહો ભાગ્ય માનવા લાગ્યો.

આનંદથી ઉભરાતો મેઘચંદ્ર મેડી પરથી હેઠો ઉતરી પર-બારો પોતાના જાણીતા અને હિતેચ્છુ એવા બ્રાહ્મણને ઘેર ગયો. બ્રાહ્મણનું ઘર ઘણું દુર હતું એટલે જતાં જતાં અર્ધો કલાક વીતી ગયો ગોવીંદરામ (એ બ્રાહ્મણનું નામ હતું) ને ઘેર જઇ જુએછે તો તે ગામ બહાર નદીએ ન્હાવા ગએલા હતા તે વલી અરધા કલાકે ઘેર આવ્યા ઘેર આવતાં પહેલા ગોવિંદરામ મેઘચંદ્ર શેઠને પોતાના ઘેર આવેલા જાણી બહુ હરખીત થવા લાગ્યા ને કહેવા લાગ્યા.

ગોવિંદરામ—શેઠજી ! નોકર ચાકર શિવાય આપેજ આંહી એકલા પધાર્યા ?

મેઘચંદ્ર—માહારાજ મારે આજે આપનું જરૂરનું કામ પડયું છે ને પુરણ થવાની આસાએ આજે આપને બોલાવવા આવવું પડયુ છે.

ગોવીંદરામ—શેઠજી એવું તે શું કામ પડયું કે આપેજ આંહી પધારવાની તસ્તી લીધી. નોકરોતો બહુ હતા ?

મેઘચંદ્ર—માહારાજ આપ મારા સ્નેહી બંધુ કે મારા અંગ મિત્ર છો વળી મિત્રના હિત માટે આપ વખતો વખત મેહેનત લઇ જાતે ભોગ આપો છો એવા આપ મારા હિતેચ્છું છો મારે આજે એક કન્યા સાથે ગંધર્વ લગ્ન કરવાનાં છે માટેજ આવા માંગલીક પ્રસંગે આપને બોલાવવા આવ્યોછું.

મહારાજતો લગ્નની વાત સાંભળી બહુ રાજી થયા કારણ કે એક મિત્રના લગ્ન અને વળી શેઠની દક્ષિણા એટલે શુ બાકી રહે

એવા હેતુથી ગોવિંદરામ માહારાજના આનંદનો પાર રહયો નહિ, પરંતુ વળી વિચાર થયો કે આ ઓચિતું ગંધર્વ લગ્ન કરવાની વાત શેઠ કહે છે તો તેમાં કાંઇક ઉંડો ભેદ હોવો જોઇએ એમ વિચારી વળી તે બોલ્યા.

ગોવિંદરામ—શેઠજી ? એવું ઓચિતું કુણ ધરાક મળી ગયું કે તુરતજ ગાંધર્વ લગ્ન કરવાં પડે છે.

ગુણચંદ્ર—માહારાજ તમે મારા અંતઃકરણના મિત્ર છો વળી તમારાથી મારે છાની વાત રાખવી નથી કદાપી હાલે છાની રાખુ તો રહે પરંતુ મારે તમારો પુરતો ભરૂશો છે એટલે (હવે) ગુણચંદ્રની ચંદ્રકળા (ઉતાવળે) સમજ્યા આ વાત બીજો કોઇ જાણે નહી, નહિ કાં તમારીને મારી બંનેની ફજેતી,

ગોવીંદરામ—વાહ શેઠજી ? કામ તો સારૂં છે, મારે ને તમારે ધણા વખ્તની દોસ્તી એટલે આવા નજીવા કારણશર તુટતી નથી નઇકાં બીજો કોઇ પાંચશો રૂપિયાનો ઢગલો કરે તોપણ જવાનો નહિં, તમને પણ મારો સ્વારથ દુર મુકી કહું છું કે આ કામ તમે મુકી દીઓ.

મેઘચંદ્ર—નહિં નહિં ? ગોર તમો મારા ખાનગી મિત્ર હોવાથી તમારી પાશે મેં મારાઅંતઃકરણની વાત કહી ત્યારે તમો ઉડાવી દેવા ધારો છો એમતો નહિં બંને (માહારાજ દીક્ષના ભેળા હતા એટલે ખેચ નહી લેતાં તરત શેઠને તાબે થઇ બોલ્યા.)

ગોવીંદરામ—શેઠજી ? તમારે આટલો બધો આગ્રહ છે તો ચાલવાની મારી ના નથી પણ ગુણચંદ્ર ને મેઘચંદ્રમાં શું ફેર ? એક બાપના દીકરા થઇ તેનાંજ સંતાનપર કુદ્રષ્ટિ કરવાથી ગૌત્ર હત્યાનું પાપ શાસ્ત્રમાં કહ્યું છે માટેજ તમને મના કરવી પડે છે. (વિષયાંધ શેઠ એમ કયાંમાંને તેમ હતા).

મેઘચંદ્ર—નહિં નહિં ગોર ? જો તમારી ઇચ્છા ન હોય તો હું બીજા કોઇ બ્રાહ્મણને બોલાવું.

ગોવીંદરામ—તમારો આટલો બધો આગ્રહ છે તો મારે મિત્રની ફરજ બજાવવી પડશે ( વાહ મિત્ર ! ).

શેઠનો અને ગોરનો પા કલાકનો સંવાદ પુરો થયા પછી ગોરને લઇ શેઠજી ઘર તરફ રવાના થયા, બજારમાં આવી ગોરને પોતાની મેડીના ઓટલાપર બેશાડી તરત તે મેડીના બારણાં ઉઘાડવા મંડી ગયા, આ વખતે શેઠજીના આનંદનો પાર હતો નહિં

હર્ષ ભેર દાદરો ખુલી મેઘચંદ્ર મેડીની અંદર દાખલ થઇ ગયો. આમ તેમ જુએ છે પણ ચંદ્રકળા તો કયાંય દીઠી નહિ ત્યારે તે એકદમ ઝંખવાણો પડી ગયો, હવે શું કરવું? તે કયાં ગઇ હશે? મેડી તો બંધ કરી ગયો હતો? હવે મારી ફજેતી થશે? આમ મુંઝવણના સ્વાલો તેને થવા લાગ્યા. અને ઘરથી કલાક તો ત્યાંજ સ્તબ્ધ થઈ ઉભો રહ્યો, કયાં જવું. તે પણ તેને સુજયું નહિ! ગોવિંદરામ બિચારો આશામા ને આશામાં ત્યાંજ શુકાઇ ગયો;

અગ્યાર બજી ગયા ત્યારે શેઠજીની નજર ઘડીયાળપર જતાં વિચાર થયો કે બિચારો બ્રાહ્મણ તો ત્યાંજ મુંઝાયા કરતો હશે. ચાલ તેને રજા દઇ દઉં આમ વિચાર કરી ત્યાંથી ઉતરી મેઘચંદ્ર પેલા ગોર પાસે આવી સર્વ હકીકતથી વાકેફ કરી કહેવા લાગ્યો.

બિચારી માણસના અંતઃકરણમાં શુભ વિચારો ઘણી વખત ટકી શકતા નથી " ફિકર નહિં હાલે તેને દાણા લેવાની ગરજ છે. એટલે મારા ઉપર તે કંઇ બી કરી શકશે નહી અને મારા શિવાય બીજુ કોઇ દાણા આપશે નહી આમ કહેવા લાગ્યો. કહ્યું છે કે " સિંદરી બળે પણ વળ ન મુકે " એવી રીતે આ મેઘચંદ્ર પણ અહંકારના આવેશમાં લુબ્ધ થઇ પ્રપંચ ઉઠાવવા લાગ્યો. રાંડ મને છેતરી ગઇ પણ હું તેને શજા કરાવું ત્યારેજ તેનો બદલો વળે આમ વિચારી પોતાના ભાઇ ગુણચંદ્ર ઉપર એક કાગળ લખ્યો.

વડીલ ભાઇશ્રી ગુણચંદ્ર સુંદરશન.

યોગ શ્રી શુરીપુરથી લી. લઘુ બંન્ધુ મેઘચંદ્રના પાયલાગણ સ્વીકારશો—બાદ આપનો પત્ર નથી તે લખસો તમો ભણયા પણ ગણયા નહી ફકત નોકરી કરતાં આવડયું એટલે બધી ખટપટ ભુલી જવાય છે, બીજી કંઇ બી તમને ખબર નથી દેશ મુકી પરદેશ ભિખયા બે રૂપિયાની નોકરી મળી એટલે ઘરની સંભાલની શી જરૂર ઘરમાં કેમ ચાલે છે શુ કામાં થાય છે તેની કાંઇ ખબર છે અનાજ ખાવા ન હોય તો મેઘચંદ્ર આપશે એટલુંજ શમજો છો પણ હું તો હવે આ ગામમાં રહી શકતો નથી લોકાપવાદ મારાથી શહન થઇ શકતો નથી. તમારી ચંદ્રકલા યોવન વય થવાથી કુચ્છદે ચાલવા શીખી છે ને કુળને બટો લગાડવાનુ કર્યું છે જેથી લોકો હાય હાય કરે છે તે મારાથી જોવાતું નથી માટે તેનો બંદોબસ્ત કરવા અપીન પાણી આઠી આવી પીજો.

તા. સદર દી. મેઘચંદ્ર શુદરશન

આવો કાગળ લખી ગુણચંદ્રને મોકલી આપ્યો થોડાજ રોજમાં કાશદની મારફત તે કાગળ ગુણચંદ્ર પાશે ગયો ગુણચાંદ્ર પણ ઘરનો કાશદ જોઇ હર્ષિત થવા લાગ્યા પરંતુ જ્યારે તેણે

પત્રનું અવલોકન કર્યું ત્યારે તો તેનો આનંદ (જેમ ધણી જાગવાથી ચોર નાશી જાય તેમ નાશી ગયો ને તેને ઠેકાણે ચિંતા દેવી ભરાવા લાગી અરે! મેં કેવું ભુંડું કામ કર્યુંછે, યુવાન છોકરીને ઘરે મુકીને હું ભમતો ફરૂં છું માટે મને પણ ધિક્કાર છે. વળી મેઘચંદ્રના લખવા પ્રમાણે બન્યું હોય તો કુટિલ પુત્રીને પણ લાખ ધિક્કાર છે. માટે જાઉં ઘેર અને તે કુલટા છોકરીને મારા ઘરથી ભ્રષ્ટ કરી વનમાં મુકી આવું પછે દેખવુંએ નહિં અને દાઝવું એ નહિ.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## ચંદ્રકળાને તેના પિતાએ આપેલો વનવાશ.

ગુણચંદ્રે તેના ભાઇ મેઘચંદ્રના કાગળ ઉપરથી ચંદ્રકળાને વનમાં મુકી આવવાનો નિશ્ચય કરી તેજ વખતે તેના શેઠ પાશે રજા માગી દયાળુ શેઠે પંદર દિવસની રજા ચડતે પગારે આપી "માણસના ગુણની પરિક્ષા ખરે વખ્તે જણાયછે" રજા મળવાથી ગુણચંદ્ર તરત ઘર તરફ રવાના થયો. પગાર પેટે રૂપીઆ ત્રણ ચાર લઇ તેનો કાંઇ ભાતા સારૂ ખોરાકી સામાંન લીધો. બીજા પ્હેરવાનાં લુગડાં લીધાં ને તરત ઘર તરફ જવા નિકળ્યો. ત્રણ દીવસમાં તોતે પોતાના શાશરાને ગામ આવી પુગ્યો. શૌરીપુર ત્યાંથી ફક્ત ત્રણ ગાઉ ઉપર હતું. એટલે તેણે શમય શુચકતા વાપરી તે ગામમાંથી એક ગાડી ભાડે લીધી. ને તે જોડાવીને એકદમ તેને ઘેરે આવ્યો.

શાંજના શાત વાગ્યાનો અમલ થયો છે, સુર્યસ્ત થવાને ક્યારનો શિધાવી ગયો છે. સુખપર શ્યામ છાયા પડે છે. ને દિશાઓ પણ શ્યામતા પકડવાથી ઝાંખી પડી ગયેલી છે. વખત થઇ જવાથી શૌરીપુરના લોકો પણ સહુ સહુનું કામ કાજ છોડી દુકાનો બંધ કરી પોત પોતાને ઘેર જાય છે તેવા શમયમાં ગુણચંદ્ર પણ ગાડી સહિત પોતાને ઘેર આવી ઉભો રહ્યો.

બિચારી માણુશના અંતઃકરણમાં શુભ વિચારો ધણી વખત ટકી શકતા નથી " ફિકર નહિ" હાલે તેને દાણા લેવાની ગરજ છે. એટલે મારા ઉપર તે કંઇ બી કરી શકશે નહી અને મારા શિવાય બીજુ કોઇ દાણા આપશે નહી આમ કહેવા લાગ્યો. કહ્યું છે કે "સિંદરી બળે પણ વળ ન મુકે" એવી રીતે આ મેઘચંદ્ર પણ અહંકારના આવેશમાં લુબ્ધ થઇ પ્રપંચ ઉઠાવવા લાગ્યો. રાંડ મને છેતરી ગઇ પણ હું તેને શજા કરાવું ત્યારેજ તેનો બદલો વળે આમ વિચારી પોતાના ભાઇ ગુણચંદ્ર ઉપર એક કાગળ લખ્યો.

વડીલ ભાઇશ્રી ગુણચંદ્ર સુંદરશન.

યોગ શ્રી શુરીપુરથી લી. લઘુ બંન્ધુ મેઘચંદ્રના પાયલાગણ સ્વીકારશો—બાદ આનંદનો પત્ર નથી તે લખસો તમો ભણ્યા પણ ગણ્યા નહી ફકત નોકરી કરતાં આવડયું એટલે બધી ખટપટ ભુલી જવાય છે, બીજી કંઇ બી તમને ખબર નથી દેશ મુકી પરદેશ ભિખયા બે રૂપિયાની નોકરી મળી એટલે ઘરની શંભાલની થી જરૂર ઘરમાં કેમ ચાલે છે શુ કામ થાય છે તેની કાંઇ ખબર છે અનાજ ખાવા ન હોયે તો મેઘચંદ્ર આપશે એટલુંજ શમજો છો પણ હું તો હવે આ ગામમાં રહી શકતો નથી લોકોપવાદ મારાથી શહન થઇ શકતો નથી. તમારી ચંદ્રકલા યોવન વય થવાથી કુચ્છંદે ચાલવા શીખી છે ને કુળને બટો લગાડવાનુ કર્યુ છે જેથી લોકો હાય હાય કરે છે તે મારાથી જોવાતું નથી માટે તેનો બંદોબસ્ત કરવા અપીન પાણી આડી આંરી પીજો.

તા. સદર દી. મેઘચંદ્ર શુદરશન

આવો કાગળ લખી ગુણચંદ્રને મોકલી આપ્યો થોડાજ રોજમાં કાશદની મારફત તે કાગળ ગુણચંદ્ર પાશે ગયો ગુણચંદ્ર પણ ઘરનો કાશદ જોઇ હર્ષિત થવા લાગ્યા પરંતુ જ્યારે તેણે

પત્રનું અવલોકન કર્યું ત્યારે તો તેનો આનંદ (જેમ ધણી જાગવાથી ચોર નાશી જાય તેમ નાશી ગયો ને તેને ઠેકાણે ચિંતા દેવી ભરાવા લાગી અરે! મેં કેવું ભુંડું કામ કર્યું છે, યુવાન છોકરીને ઘરે મુકીને હું ભમતો ફરૂં છું માટે મને પણ ધિક્કાર છે. વળી મેઘચંદ્રના લખવા પ્રમાણે બન્યું હોય તો કુટિલ પુત્રીને પણ લાખ ધિક્કાર છે માટે જાઉં ઘેર અને તે કુલટા છોકરીને મારા ઘરથી ભ્રષ્ટ કરી વનમાં મુકી આવું પછે દેખવું એ નહિં અને દાઝવું એ નહિ.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## ચંદ્રકળાને તેના પિતાએ આપેલો વનવાશ.

ગુણચંદ્રે તેના ભાઇ મેઘચંદ્રના કાગળ ઉપરથી ચંદ્રકળાને વનમાં મુકી આવવાનો નિશ્ચય કરી તેજ વખતે તેના શેઠ પાશે રજા માગી દયાળુ શેઠે પંદર દિવસની રજા ચડતે પગારે આપી "માણસના ગુણની પરિક્ષા ખરે વખતે જણાય છે" રજા મળવાથી ગુણચંદ્ર તરત ઘર તરફ રવાના થયો. પગાર પેટે રૂપીઆ ત્રણ ચાર લઇ તેનો કાંઇ ભાતા સારૂ ખોરાકી સામાન લીધો. બીજા પ્હેરવાનાં લુગડાં લીધાં ને તરત ઘર તરફ જવા નિકળ્યો. ત્રણ દીવશમાં તો તે પોતાના શાશરાને ગામ આવી પુગ્યો. શૌરીપુર ત્યાંથી ફક્ત ત્રણ ગાઉ ઉપર હતું. એટલે તેણે શમય શુચકતા વાપરી તે ગામમાંથી એક ગાડી ભાડે લીધી. ને તે જોડાવીને એકદમ તેને ઘરે આવ્યો.

શાંજના શાત વાગ્યાનો અમલ થયો છે, સુર્યસ્ત થવાને ક્યારનો શિધાવી ગયો છે. મુખપર શ્યામ છાયા પડે છે. ને દિશાઓ પણ શ્યામતા પકડવાથી ઝાંખી પડી ગયેલી છે. વખત થઇ જવાથી શુરીપુરના લોકો પણ સહુ સહુનું કામ કાજ છોડી દુકાનો બંધ કરી પોત પોતાને ઘેર જાય છે તેવા શમયમાં ગુણચંદ્ર પણ ગાડી શહિત પોતાને ઘેર આવી ઉભો રહ્યો.

કોઇ પણ બોલ્યા ચાલ્યા વિન્યા તરત એવી ખબર આપો કે ચંદ્રકળાની નાનીબાને મંદવાડ છે તેથી તેણે ઝંખના લીધી છે કે " મારી ભાણીને આંહી બોલાવો " હું ત્યાં ગયો કે તરત તેમણે ચંદ્રકળાને તેડવા મને મોકલ્યો ને તેના ઘરાક ની ગાડી જોડાવી આપી છે માટે તે ગાડી શાથે હું અને ચંદ્ર કળા બન્ને જઇએ છીએ: ( શુભમંગળાને ) તું ઘરની શંભાળ રાખજે એમ કહી તરત ગાડી જોડાવી ચાલતા થાય છે.

રાતના સાડા બારનો શુમાર થયો તે વખતે શુરીપુરમાં શર્વ સ્થળે શાન્તિ પ્રશરી રહેલી હતી. અનુચરોના આનંદનું સ્થાન થઇ પડેલી તિમીરનાઝુયવાળી અમાવાસ્યાની રાત્રીએ ભયંકર રાક્ષશીનું રૂપ પકડેલું હતું. આકાસના તારાઓ લટકા રહેલાં સ્ફટિક મણીની શોભા આપતાં હતા. રસ્તાઓ માણુશ વિન્યાના સિવા નટના દોર જેવા જણાતા હતા દુકાનો બંધ થઇ જવાથી સુન્યકાર જણાતું હતુ ત્યારે ગુણચંદ્ર પોતાની પુત્રી ચંદ્રકળાને ગાડીમાં બેસાડી બહાર નીકળ્યા.

" મારી બા તેની દીકરીને પડતી મુકીને મને બોલાવે છે માટે આમાં કાંઇક ઉંડો ભેદ હોવો જોઇએ. " આમ ચંદ્રકળા ચિંતવા લાગી દુષ્ટ પ્રપંચી મેઘચંદ્રના પ્રપંચને તો તે જાણતી હતી એટલે વિચાર દષ્ટીએ વધારે મુઝવણમાં નહિ નાંખતા તુરત કહી આપ્યું કે આ શર્વ કપટી મેઘચંદ્રનુંજ કામ છે. ખેર ! જે બને તે ખરૂં કહ્યું છે કે " દીકરીને ગાય. દોરે ત્યાં જાય " માટે મારા પિતાજી જયાં મને લઇ જવા ધારતા હશે ત્યાં જવું પડશે.

આમ વિચારી ત્રણ નવકાર મંત્રનુ સ્મરણ કરી ગાડીપર ચડી બેઠી તે ગુણચંદ્ર પણ તેની સાથેજ ચડી બેઠો ને સુન્યકાર રાત્રીમાં રસ્તો કાપવા લાગ્યા.

મોસાળ નજીક હોવાથી તે ગામનો રસ્તો તે પુરેપુરો પિછાંનતી હતી, જયારે જંગલનો રસ્તો ગાડીવાને લીધો ત્યારે તેણીએ ગુણચંદ્રને કહ્યું પિતાજી આ રસ્તો મારા મોશાળનો નથી ત્યારે ગુણચંદ્ર કહે રાત્રીમાં બોલવા તરે બોલડો ટાપરીવતુ શુ

કામે છે તું તારે બેઠી આંવ, ક્રોધીત થએલા પિતાનું વાકય સાંભળી બિચારી બાળા થર થર કંપવા લાગી પણ નિરૂપાય આંહી તેનું કાંઇ જોર ચાલે તેમ ન હતું.

બહુ જોર વાળા અને કિંમતી ઘોડાઓ જોતરેલી ગાડી પવન વેગે ફકત ત્રણ કલાકમાં દશ બાર ગાઉ દુર એક ભયંકર જંગલમાં નીકળી ગઇ. જયાં ચો તરફ ઘાટી અને ભયંકર ઝાડી રહી ગયેલી છે ઘાતકી જાનવરો ભયંકર નાદ કરી રહ્યા છે રસ્તાનો પતો પણ લાગતો નથી. કંટકવૃક્ષનો સ્પર્સ થવાથી ગાડીનો અવાજ કચ્કાટ સબ્દ કરી રહયો છે ઘોડાઓ કાંટાથી વિધાઇ જવા લાગ્યા. ઘાટા જંગલમાં ગાડીને જવાનો રસ્તો હતો નહીં. એવું ભયંકર વન આવ્યું ત્યારે એક આમ્ર વૃક્ષ નીચે સારો પટ જોઈ ગાડી ઉભી રાખવા ગાડીવાનને કહ્યું ત્યારે ગાડીવાને ગાડી ઉભી રાખી અને ઘોડાઓને છોડી નાંખ્યાં ને તે હિજ વૃક્ષ નીચે ઉતારો કર્યો.

આ વખતે ચંદ્રકળાનો ઉદાશી અને શોક ચહેરો તેના શત્યપણાની ખાત્રી કરી આપતો હતો ત્યારે આવા બારીક સમયમાં નિર્યના અને શયતા તેણીને સ્ત્રી કળાવણીને લીધેજ હાજર થયાં હતાં, જેણે મેઘચંદ્રના એકજ પત્રથી પોતાની સુશીલ પુત્રીને તપાસ કર્યાં શિવાય દેશવટો આપ્યો તે તેણીના આ વખતના કાલાવાલાથી શાંત થાય એ પાણી વલોવ્યા બરાબર હતું વળી તેણીના આ વખતના અત્યાગ્રહથી ગુણચંદ્રને ઉલટો અસર થાય તો તેના મુખથી પોતાને અપ સબ્દો સાંભળવા પડે એ પણ નિશ્ચય હતું જેથી ચંદ્રકળા કંઇ પણ પ્રત્યુતર કર્યા શિવાય મુંગે મ્હોડે પડી રહી.

ગુણચંદ્ર ઉતારો કર્યા પછી જરા વાર રહી તેણીને કહેવા લાગ્યો. કે આ ભયંકર વનને વિષે વાઘ વરૂનો ભય લાગે છે અને આપણે દીવસ ઉગવા સુધી આંહી રેહેવાનું થશે માટે તું સુઇ જા તારાથી ઉજાગરો થશે નહીં ! હું અને ગાડીવાળો બને જણા બેઠા છીએ.

"આ વન તો પોતાને માટેજ સરજાયલું છે! એમ તે જાણુતીજ હતી તો પણ પિતાજીનો અનાદર થવાથી તેણી ગુણચંદના કહ્યા પ્રમાણે પથારી કરી સુઇ ગઇ; ચિત્તમાં ચિન્તારૂપી અગ્ની સળગ્યા કરતો હતો તેથી તેનું હૃદય ધડક ધડક થયા કરતું હતું નિંદ્રાતો હોયજ શાની? પરંતુ "ચિંન્તા એ માણસને ગડદાસ જેવો કરી મુકે છે" કહ્યું છે કે(સવૈયો)

ચિંતા જાળ શરીર વંન દવ લાગ્યો નણુઝાય
પ્રગટ ધુંવાતની સરે અંતરમાં ધુંધવાય.
અંતરમાં ધુંધવાય, જળે જયું કાચકી ભઠ્ઠી
જલેં લોહી ઓર માંશ, રહેગી હાડકી લઠ્ઠી
કહે દિન દરવેસ, સુન હો મેરે મિત્તા
સુંનર કૈસે જીએ, જીસ ઘટ વ્યાપી ચિંન્તા.

પિતાશ્રીના અત્યાગ્રહથી તેણીને સુઇ રહેવાની ફરજ પડી ત્યારે કયું છે કે "શુળીએ ચડનાર માણસને પણ નિંદ્રા આવે છે" તે મુજબ ચંદ્રકળાને પણ કલાક વાર પછી જરાક તરા નિંદ્રા આવી ગઇ.

ચંદ્રકળા ને ઉંઘેલી જોઇને ગુણચંદ્ર એકદમ ઉઠયો ને ગાડી વાનને કહેવા લાગ્યો, અરે રામલા? ઉઠ શાવધથા, જોડ ગાડી આ કુટિલ ચંદ્રકળાને આપણે અહિં મુકી જવું છે આ વખતે તેને નિદ્રા આવી ગયેલી છે એટલે આપણે નિર્વિઘ્ન પણે જતા રહીએ. જો જાગી જશે તો આપણને તેને મુકી જતાં મહેનત પડશે માટે સત્વરથા અને જોડ ગાડી.

રામલો—અરે શેઠજી? બિચારી અનાથ બાળાને આ અઘોર રણ ભૂમિને વિષે નિરાધાર મુકીને ચાલ્યા જાઓ છો કાંઇ દયા નથી આવતી તમારૂં કાળજું ફાટી કેમ નથી પડતું; અરે શેઠજી વિચાર કરો ગરીબ બાળાપર દયા લાવો આબિચારી કોમળ બાળાએ શું એવું અઘટીત કાર્ય કરેલું છે અથવા શું તમારો બગાડ કર્યોછે કે તમો અહિં અઘોર વનમાં મુકી જાઓ છો, ધિક્કાર છે તમારા જેવા કઠોર રૂદયના કર્મ હિણુને અરેરે રાંકને ઘેર રતન કયાંથી રહે?

ચંદ્રકળાની અલ્પ નિંદ્રા આક્રંદનથી ઉડી ગઈ એટલે સઘળી વાત ચિત કપટ નિંદ્રામાં તે સાંભળતી હતી "અકારા ફાટે ત્યારે થીગડું દેવું મુશ્કેલ હોય છે" જ્યારે ખુદ પિતાજીનો મારાપર કોપ થયો ત્યારે હવે રૂદન કરવું કે કાલા વાલા કરવા એમાં કાંઇ વળવાનું નથી એમ તે બાળા જાણતી હતી ?

પોતાના પિતા પ્રત્યે ગાડીવાને જેવાકયો કહ્યાં તે સાંભળીને તેને કાંઇ દયા ન ઉપજી તો તેથી વધારે હું વિલખાં કરૂં તેમાં શું ફાયદો ? આમ વિચાર કરી તેણી એક પણ શબ્દ બોલી નહી ને કપટ નિંદ્રામાં જ તેની ધામાધમ સાંભળતી હતી.

ગુણચંદરે ગાડીવાનને કહ્યું કે, અલ્યા રામલા જોડ ગાડીનું નાહક મારાથી શા માટે કડાકુટ કરે છે ( કોધિત થઇ ) બસ મારે જે કરવાનું છે તેમાં આડો આવનાર તું કોણ ચાલ જોડ ગાડી પકડ રસ્તો ?

આમ સમકીના અવાજ સાંભળી બિચારે ગાડીવાને ગાડી જોડી, ગુણચંદ્ર ચંદ્રકળાને સુતી મુકી ગાડીમાં બેસી ઘર તરફ રવાંના થયા તે એમ જાણતા હતા કે ચંદ્રકળા ઉંઘેલી છે પણ તે બિચારી પોતાના કર્મ ઉપર હાથ મુકી છાની માંની પડેલી હતી.

ગુણચંદ્ર તેણીને અઘોર વનમાં મુકી ઘેર આવ્યો અને ગાડીવાળાને ગાડી ભાડાના પૈસા આપી પરત રવાના કર્યો.

---

# પ્રકરણ ૯ર મું.

## અહંકાર અને સ્ત્રિ કેળવણી.

ગુણચંદ્ર તેની પુત્રીને વનમાં મુકી ઘરે આવતાં તેની સ્ત્રિ સુમંગળાએ સારી રીતે આદર સત્કાર કર્યો અને પોતાના પિયર તથા માતુશ્રીના કુશલ સમાચાર પૂછ્યા ત્યારે તેનો યોગ્ય સન્દેશમાં તેણીને ગુણચંદ્રે ઉત્તર આપી અને સાંન્ત કરી.

પૂર્વ તરફના કેટલાક પ્રદેશમાં હાલે પણ એવો રીવાજ ચાલે છે કે સુખી અને શ્રીમંત કુટુંબોમાં રાત્રીના વખતે શંગીત ગીતો ગવાતાં ઘણી વખત સંભળાય છે.

શંગિત શિવાય બીજા બુધિ બળના ખેલોમાં પણ સ્ત્રીએ પ્રવિણ થવું જોઇએ જેથી સ્ત્રી પુરૂષને અરસપરસ આનંદનું કારણ થઇ પડે છે,

સહેજ બાબતમાં આજ કાલની ઉછરતી યુવતીઓ એવા તો વાકય બાણ છોડે છે કે શામાના હૃદયને છિન્ન ભિન્ન અવસ્તામાં મુકી દીએ છે અને તેનું પરીણામ ઘાતકી આવે છે.

માણસની રીતે બોલતા શીખવું એ દરેક માણસને કેવું પ્રીય કર થઇ પડે છે.

આ સુમંગળા પણ સારી રીતે કેળવાયલી અને સભ્યતા વાળી હોવાથી તેનામાં પતી ભકિતનું આચ્છાદન પુરે પુરૂ હતું પતીનો પ્રેમ જાગ્રત કરવાની ફરજ બજાવવામાં તત્પર એવી શુમંગળાએ ગુણચંદ્રનાપગ દાબવા માંડયા ત્યારે ગુણચંદ્રે કહ્યું કે હે સ્ત્રી ? તમો દિશે ઘર તરફનો ઘંદ પાર ઓજે વેઠો છો, વળી હાલે તો તમારે માથે ઘરનું તમામ કાર્ય હોવાથી બધો કારભાર તમારે હાથેજ ચલાવવો પડેછે તેથી તમારે બહુ પરીશ્રમ વેઠવો પડે છે ત્યારે અત્રે શાન્તિના વખતમા તમો આજે વેઠ કરોછો તે ઠીક નહીં ?

સુમંગળા—પ્રાણનાથ ! એ શું બોલ્યા "સ્ત્રીને પતિ ભકિત કરવી એનો તેની ખાસ ફરજ છે ? તો હું મારી પોતાની ફરજ બજાવું છો તેમાં વેઠ શ્યાની.

એવી રીતે અરસપરશ હાસ્ય વિનોદની વાતો કરતા નિદ્રાદેવીને આધિન થઇ બંને દંપતી નિંદ્રાવસ્થ થઇ ગયા,

સ્વારના પાંચ વાગ્યાનો વખત થયો ત્યારે રજનીની સાથે ભોગ વિલાશમાંમગન રહેલો શશીરાજ ઢંક પડેલો એટલો ફ તો હતો તેવામાં શુર્ય દેવના સીરદાર અરૂણ દેવે એકાએક ધાપો આર્યો ત્યારે રજની રૂપ સ્ત્રીના કંઠમાંથી છુટો થઇ ચંદ્રના

ક્ષીન ( ગુપ્ત ) થઇ ગયો ને તેના લાખો સૈનીકો ( તારાઓ ) પણ પલાયન કરી ગયાં. રાત્રી નો જાણે કયાંઇ અંધારી ગુફામાં સંતાઇ ગઇ તે કાંઇ સમજાણું નહીં.

મળસકુ થવાથી પાસેની ચીજો દેખાવા લાગી. પક્ષિઓનો કિલ્લોલ થવા લાગ્યો ત્યારે ગુણચંદ્ર શૈયામાંથી ઉઠી સ્નાન મંજન કરી વસ્ત્રાલંકાર પહેરી નોકરીપર જવાને તઇયાર થયા જાણે ગામનીજ નોકરી હોયની ? " નીમક હલાલ નોકરના અંગમાં આળશ રહેતીજ નથી "

જ્યારે ગુણચંદ્ર નોકરી પર જવા માટે તૈયાર થયા ત્યારે તેની સ્ત્રી સુમંગળા બોલી.

સુમંગળા—સ્વામીનાથ આપના ઘરની સ્થિતી આપ જાણોછો. પાંચ મણ અનાજ આપ મુકી ગયા હતા તે ત્રણ મહીના ચાલ્યુ પછી તમારા ભાઇ મેઘચંદ્ર પાસે આપની ચંદ્રકળાને મોકલી હતી તો તેને તેણે અનાજ આપ્યુ નહિં એટલે તે પાછી આવી કોપાયમાન થવા લાગી ત્યારે મેં તેને શાંન્ત કરીને પાછળથી હું દાણા લેવા ગઇ ત્યારે આપ્યા.

ગુણચંદ્ર—પ્રિયા ? મુજે મેઘચંદે ચંદ્રકળાની બીજી કાંઇ વાત કરી.

સુમંગળા—નહી પ્રાણનાથ ? બીજી તો તેણે કાંઇ વાત કરેલી નથી.

ગુણચંદ્ર—ચંદ્રકળા તો આપણા ઘરમાં કુલટા નિવડી છે અને કુચ્છદે ચાલવા શીખી છે ?

સુમંગળા—હે ? હે ? અરરર: સ્વામીનાથ એ શું બોલો છો મારા ધારવામાં સ્વપને પણ આવેલ નથી.

ગુણચંદ્ર—તમો સ્ત્રી જાત ભોળી કહેવાઓ મેઘચંદ્ર એ બધુ જાણે છે. ' એમ કહી મેઘચંદ્રના કાગળ વીગેરેની શરૂઆતથી વાત કરી અને ત્યાર બાદ ચંદ્રકળાને વનમાં મુકી આવ્યા ' એ બધુ કહી દીધુ.

સુમંગળા આવું અમંગલ અને પ્રભતા શમયમાં વળી પોતાનાજ પતીના મુખથી સાંભળી તે શોકાતુર થવા લાગી અને વિચારના વમલમાં ગુંચાવા લાગી જ્યારે ગુણચંદ્ર બહાર જવા નીકળ્યા ત્યારે વળી તે બોલી.

સુમંગળા—પ્રિય પતી? ચંદ્રકળાને તો તમે વનમાં મુકી આવ્યા પણ હુ હવે આ ઘરમાં એકલી છુ તો તમે મને સાથે લઈ જાઓ તો શારૂં નહી કાં મારા માટે દાણા વિગેરેનો યોગ બંદોબસ્ત કરી જાઓ.

ગુણચંદ્ર—હે સ્ત્રી ! મારે તારી ઘણી ચિંતા છે. હું મહા મુશીબતે બે રૂપીયાની નોકરી કરૂં છું ને તારે માટેજ હું નોકરી પર જઈ શેઠને કહી મારો ચાર માસનો પગાર આગાઉથી લઈ આઠ રૂપિયા તમોને મોકલી આપીશ તેનું અનાજ વિગેરે લઈ ગુજરાન ચલાવજે. વળી હું જાઉંછું શેઠજીએ ફક્ત પંદર રોજની રજા ચડતાં પગારે આપી છે માટે ને પહેલાં મારે ત્યાં પહોચી જવું જોઈએ, ઘરની સંભાળ રાખજે અને વખત મળ્યે કાગળ પત્ર લખી મોકલજો એમ કહી ગુણચંદ્ર પોતાની નોકરી પર જવા માટે પ્રયાણ કરી ગયા.

—o—

# પ્રકરણ ૧૩ મું

## ચંદ્રકળાને પુરૂષસેનનો મેળાપ.

અંધકારમય અને શ્યામ રંગ ધારણ કરેલી રાક્ષસી રૂપ રાત્રીએ વિકાળ રૂપ પકડેલું હતું. શિયાળ ચિત્રા, શાવજ. ઘુકાઘુક શબ્દ કરી રહ્યા હતા. માંશાહારી જાનવરો ભક્ષ ખોળવા માટે રાત્રીને વિષે ફરતા હતા તે સતીની નજદીક આવીને તેના શત્યના પ્રતાપથી જેમ અજાણ્યો મરગલો ( હિરણીઓ ) દુર દુર નાશે તેમ તેઓ પણ સતીથી દુર દુર નાશવા લાગ્યા, પરંતો

ઝપાટાથી ઘાટી ઝાડીમાં પાંદડા કાષ્ટ શાથે અથડાઇ શાવજનું રૂપ પકડી ગર્જારવ કરી રહ્યાં હતા ત્યારે સતી ચંદ્રકલા ભયંકર વખતમાં પણ ધૈર્યના ગ્રહણ કરી એક પંચ પરમેષ્ટીનું શમરણ કરી બોલી હતી " અરે સ્વારથીઆ શંશાર જ્યારે સ્વારથ પુગે ત્યારે તું જંગલમાં મંગળ કરી મુકેછે ને સ્વારથ ન પુગે ત્યારે પોતાને જન્મ આપનાર પણ શતરૂતાનો ભાવ ભૂંજવી આપે છે "

ચન્દ્રકળાના પિતાનો તેની શદ્દગુણી પુત્રીને વનમાં મુકી ચાલ્યા ગયા પણ આપણે હવે તે શતીની સહાયતાનો કરવા વાળો શોધવો પડશે " શતના પ્રતાપિ કિરણોનો વેગ શુર્ય ચંદ્રના વેગથી પણ વધારે હોય છે કેમકે શુર્ય ચંદ્ર પોતાનું તેજ પોતાની આશપાશ નવશો યોજન લગી આપી શકેછે, ને તે પછીનો અંધકારજ રહેછે ત્યારે શતના કિરણો પૃથ્વીથી અશંખ્યાતા યોજનપર દેવલોકના દેવતાઓ ઉપર પડી તેને શાવંધ કરે છે "

આ જંગલની પાશે બે ત્રણ કોશ ઉપરે એક ધરમપુર કરીને નગર હતું ત્યાના ધર્નિષ્ટ અને નિતીવાન એવા પુરસેન નામે રાજા રાજ્ય કરતા હતા. રાજ્યલક્ષ્મી અને રાજ્ય વૈભવ ભોગવવામાં તે કુશળ હતા. તેમજ રાજનો કારભાર ચલાવવા માટે તેનો પ્રધાન કુશળ અને હુંશીયાર હતો નિતીથી રાજ્ય ચાલતુ હતું તેથી રૈયત સર્વ ખુશી રહેતી હતી. અને રાજા પણ તેને પુત્ર વત ગણતા હતા કર્યવાહકો ( અમલદારો )ને શકંજામાં રાખી કેળવણીથી પ્રજાને તે પુરેપુરો શંતોષ આપતા હતા. પુરસેન રાજા છ રાણીઓ પરણ્યા હતા પરંતુ પુત્ર પ્રાપ્તી હજુ થએલી ન હતી જેથી રાજ્યમાં શહુકો ફિકર કરે કરતું હતું રાજાનું મન પણ ઉદાસીનતા ધારણ કરી રહ્યું હતું જેથી તેમનો શંશાર શુખમાં ઘણો ભાગે ખામી જણાતી હતી રાજ્યાસન પર જાય તો ત્યાં પણ એજ ચિંતા તેમને ન્યાયના કામકાજમાં ખલેલ પાડતી હતી. મોજ શોખ અને ક્રિડાની વખતે પણ પુત્ર પ્રાપ્તી શુખને ચુરતી દુઃખો એમને નાંખતી હતી.

એકદા રાત્રીને વિષે અર્ધ નિંદ્રાન્ત શુન્યવસ્તામાં રાજા પુરપશેન પોતાના રાજ મ્હેલમાં સુતા હતા ત્યારે તેને એકાએક ઓચિંતો એવો ભાશ થયો કે હું બગીચાની અંદર હવા ખાવા ના મ્હેલની અગાશીમાં શુતો છુ અને ઉપરથી એકાએક સુંદર વિમાન નિચે ઉતરી આવ્યું છે ને તેમાં અનેક પ્રકારના ગાજાં વાજાંને નાચ થઇ રહ્યા છે નગારાંની નોબનો વાજી રહિ છે શુંદર વસ્ત્રાભુષણ શરીરપર ધારણ કરી અપ્શરાઓ નાચ કરે છે એવું તે વિમાન આકાશમાંથી ઉતરી એજ અગાશીના કઠોડા પાશે ઉભુ રહ્યું જેમાંના વાજીત્રોનો અવાજ આજના હારમોનિયમ તથા ફોનોગ્રાફને પણ લજાવી મુકે તેવો હતો, નાટકના પાત્રો હાલની મુંબઇની પારશી નાટકશાળાના પત્રોથી પણ અધિક શોભા આપતા હતા, ગાયનો હાલના શુંદર અને રશિક ગાયનોને પણ લજાવી મુકે તેવાં હતા. રોશની તો આપણી વિજળીક રોશનીથી પણ અધિક તેજ આપતી હતી, આવાં નાટકનો ઇષ્ટેજ ત્યાં આગલ ખડો થયો.

ખેલ કરવાનું શરૂ થતાંજ મને પ્રેક્ષક રીતે ગણી ખુરશી આદીક આપી સારૂં માન આપ્યું, ખેલ ભજવવાના વખત શિવાય પણ તેઓનું મોહક શરીર બહુ આનંદ આપતું હતું ખેલ પણ કદી ન જોયલ તેવો અજાયબી અને વિચીત્ર પ્રકારનો હતો ખેલ પુરો થવા આવ્યો ત્યારે તેમાંનો એક જણ બહુ ભપકાદાર અને શુંદર રાજ્ય પોશાક પહેરી હાથમાં નગન શમશેર ધારણ કરી બીજા હાથમાં રેશમી રૂમાલ લઇ પડદામાંથી બહાર આવ્યો અને કહેવા લાગ્યો, ( પ્રેક્ષકમાં હું અને બીજા પાંચ દશ અજાણ્યા માણશો બેઠેલા હતા ).

" ભાઇઓ આ દુનિયામાં પુત્ર જેવું બીજું કોઇ શુખ નથીપુત્રો ત્પતી માટે લોકો બારે બારે કષ્ઠ શહન કરે છે દેવતઓની માનતા કરે છે જંગલમાં યોગીઓને ત્રપ્ત કરી વરદાન માગે છે. પરંતુ ભોળા દિલના લોકો એટલું શમઝતા નથી કે આપણે જેટલો વ્યાપાર કરી શું તેજ પ્રમાણે નફો મળશે પરંતુ શો રૂપિયાના વેપારમાં લાખ રૂપિયાનો નફો મે-

જીવવાની આશા રાખીશું તો કયાંથી મળશે ને લાખના વ્યાપારથી ચક્રવરતીનું રાજ્ય ભોગવવાની આશા રાખીસું તો તે પણ વૃથા છે, આપણે કોથળીમાં દશ રૂપિયા નાંખી મુકયા હોય તે બીજે દહાડે સો કહાડવાની આસ્યા રાખીશું તે કયાંથી આવશે, અથવા રૂપિયા નાંખી મુકયા હોય અને સોનામોહોરની આસ્યા રાખવી એ પણ ફોગટ ફાંફાં મારવા છે.

પુર્વ ભવે આપણે પુત્રોત્પાદક પુન્ય બાંધેલુ હોય તોજ પુત્રની પ્રાપ્તી થાય છે ને તેવું પુન્ય ન કરેલું હોય તો તેવા પુત્રની આસ્યાએ ભ્રમણામાં ભમવુ તે મિથ્યા છે વળી જે વખતે જેવે રસે પુન્ય બાંધ્યુ હોય તેવે વખતે ને તેવે આતરે જીવને તેનુ ફળ મળે છે આપણે બાર માસની નોકરીના બે હજાર રૂપિયા ઠરાવ્યા હોય તે એક માસની નોકરીથી કયાંથી મળવાના હતા માટે શારૂં અથવા ખોટું જે સુખ દુઃખનું શંશાર ચક્ર છે તે કર્મને આધિન છે કહ્યું છે કે.

મનહર છંદ.

કુડી તે કમાઈ કરી, ભુડી વાત ભાવી તને,
રૂડી જ્ઞાન મતિ ગતિ, રાખી નથી લક્ષમાં.
ફુલ્યો તે ફુલણ થઇ, ગાજ્યો અતિ ગરવમાં.
અન્યની ઉન્નતી દેખી દ્વેપ ધર્યો ચક્ષમાં.
મિથ્યા કિરતીમાં મોહયો, ખોયો તે જન્મ એવે
રોયો રાત દિન પછી, પડયો પાપ પક્ષમાં.
દેખવાની દોઢ ઘડી, ઉઘાડી ન આંખ ત્યારે
મોતી શું વિચારે આંહિ, પડયો પાપ પક્ષમાં.

આટલું બોલતા પછી તે નાટકનો પ્રિન્ટર પોતાનું બોલવું બંધ કરી અંદર જવાનો વિચાર કરતો હતો. ત્યારે મારા મનને એમ થયું કે આ પુરૂષ મહાત્મા જેવા જણાય છે તો તેને મારા દુઃખની વાત કહું તો કાંઇક ખુલાશો મળશે એમ વિચારી તેને પુછ્યુ:

સાહેબ મારે છરાણીઓ છતાં પુત્રોત્પતી નથી. તેનુ કારણ શું ? ત્યારે તે દેવાંશિ પુરૂપ બોલ્યો—હેમુમુક્ષુ તે પુર્વે પુત્રોત્પાદક

પુન્ય બાંધેલુ છે. પ્રભુ તેનું ફળ મલવાને હજુ થોડા વખત બાકી છે માટે હવે થોડા વખતમાં તારે એક રાણી (સાતમી) પરણવી પડશે તે વલી તારા પરિશ્રમ વડે નહિ પણ શહેજ આવી મલશે વળી તે ઉંચા પ્રકારની કેળવણી પામેલી અને ઉત્તમ કુળની તેમજ સત્સમાં નિશ્ચળ મલશે અને તે સ્ત્રીથી પુત્ર રત્નની પ્રાપ્તી થશે ને તારૂં દુઃખ ટળશે આગળ ઉપર જેતા તારા નશીબ !

આટલુ બોલવા પછી તેને વધારે પુછવાની અભિલાષા હતી. તેટલામાં તો રાત્રીના દસ બજ્યાંની તોપ પડી તેથી તે રાજા એકદમ જાગી ઉઠયોને જ્યાં જુએ ત્યાં તો એ વિમાને નહીને એ રોશનીએ નહિને એ દેવાંશી પુરૂષે નહિ ફક્ત તેમની મ્હો-લાતની રોશની બળતી હતી અને તે પોતાના પલંગ પર આ-ળોટતા હતા આ વખતની તેની મ્હોલાત અને રોશની તેને કા-ભરાની કોટડી જેવી શ્યામરંગની જણાતી હતી.

રાજા પુસ્પસેને વિચાર કર્યો કે આતો સ્વપ્નુ ! પણ જો કદાપી સાચુ ઠરે તો મારા ભાગ્યોદય થયાં છે. એમ તર્ક વિતર્ક કરતાં તેની રાત્રી પસાર થઈ ગઇ.

વકતાઓ ખ્યાલ કરો તો એ સ્વપ્નું નહિ પણ સતીના સત્યના કિરણોથી જાગ્રત થઇ આવેલો દેવતા હતો.

સવારના પાંચ બજે રાજા પુસ્પસેન સ્નાન કરી વસ્ત્રાલંકાર પહેરી પોતે તથા એક હજુરી બંને જણ કોઇ કારણ શર ઘોડે સ્વાર થઇ બહાર ફરવા જતા હતા. ચાલતા ચાલતા બે ત્રણ ગાઉ દુર નિકલી ગયા, જ્યાં જવું હતુ ત્યાનો રસ્તો ઝાડીમાં ગુમ થઇ ગયો. ને બીજે રસ્તે ચડી ગયા થોડી વાર પછી તે રસ્તો પણ ખલાશ થવાથી આમ તેમ તે ભટકવા લાગ્યા ત્યારે એકજાંબુવૃક્ષ તે જંગલની અંદર દીઠું ત્યાં આ આગળ આવી ઘોડા ઉભા રાખી ત્યાં વિશ્રામ લેવા માટે ઉતરી પડયા.

આ વખતે સવારના સાત બજેલા હતા. અને પ્રતાપી સુ-ર્યદેવ પોતાના શોનેરી કિરણોને આ આર્ત ભુમિને વિષે વિસ્તાર આપી રહયા હતાં: રાજા અને હજુરી જે વૃક્ષ નીચે બેઠેલા

હતા તેની શામી બાજુમાં એક આમ્ર (આંબો) વૃક્ષ ન્યીરે છે દેખાતું હતું અને તે વૃક્ષ પાસે એક બાજુપર એક બરયોવન કુમારિકા કરૂણામય શબ્દોથી ઝીણા સ્વરે રૂદન કરતી હોય એમ જણાતું હતું.

આ બનાવ જોઇ પ્રથમતો તેઓ જરા બીના પણ પાછળ જરા હિંમતથી રાજાએ પોતાના હજુરીને બોલાવીને કહ્યું કે તું તેણી ને પુછી લે કે તે કોણ છે, હું આહિ શમશેર હાથમાં લઇ શાવધ થઈ ઉભો છું કારણ કે આ વિકટ જંગલમાં કાંઇ કાવતરા જેવું હોય ? માટે તું નિશ્ચિત થઇ પુછી લેજે.

આમ રાજાના કહેવાથી હજુરી શંકાસીલ ચહેરે હાથમાં લાકડી લઇ લટકતો લટકતો ત્યાં ગયો અને કુમારીકા પ્રત્યે કહેવા લાગ્યો. હે સ્ત્રી તું કોણ છે ભુત છે ? પલિત છે ? પિશાચિણી છે ? ડાકેણ છે ? દેવી છે ? કે મનુષ્યણી છે, આ વખતે આ વિકટ જંગલમાં આંહી આવવાનું તારૂં શું પ્રયોજન છે, તું એકલી છે કે તારી શાથે અન્ય કોઇ માણુશ છે ? આમ તેણે સ્વાલ કરવાથી તે કુમારીકા બોલી.

ભાઇ વીરા હું ભૂત નથી પ્રેત નથી. તેમજ ડાકીણી પિશાચણીએ નથી પણ દુખી અને કર્મથી રંકડાયલી કુમારીકા છું ? મારા પિતાજીને ન જાણું તેવી રીતે મારા પર દ્વેષ આવવાથી દુષ્ટ બુદ્ધિ ઉપજી તેથી આજે ગઇ રાત્રીમાંજ અઘોર જંગલમાં તે મુકી ગયા છે હું શુરીપુરના ગુણચંદ્ર શેઠની પુત્રીછું ?

વકતાઓ આ પ્રમાણે આજની રાત્રીમાં શતીને જે કષ્ઠ અને દુખ વેઠવું પડયુ હશે તેનો ખ્યાલ આવવો ઘણો કઠીન છે હવે શતીનુ દુઃખ ટળી સુખ મળવાનો વખત આવ્યો જણાય છે પરંતુ આટલેથીજ શતીનુ ચરીત્ર પુરૂં થતૂં નથી હજુ તો તેના પર અશહ્ય દુઃખનો બોજો રહી ગયો છે તે ભોગવવાનો વખત આગળ આવે છે આ વખતતો તેને શુખ આપવુ અને ધર્મપુરની એક માનિતી રાણી બનાવવી પડશે.

# પ્રકરણ ૧૪ મું.

---:o:---

## ગાંધર્વ લગ્ન અને પ્રહુશંશારનું શિક્ષણ.

શંકાસિલ ચંહેરામાં ગએલા હજુરીને શંતોષ કારક જવાબ મળવાથી તેણે સર્વે હકીકત રાજા પાસે વિદિત કરી વળતી રાજાએ હજુરી મારફત તેણીને જણાવ્યું કે માહારાજા તને પરણવાની ઇચ્છા કરે છે માટે તારો શું વિચાર છે, આ વાત હજુરીએ તે કુમારીકા પાસે આવી વિદિત કરી. ત્યારે તે વિચારમાં પડી "સતી સ્ત્રિએ દરેક ક્ષણે વિચાર કરવો જોઇએ શાહશથી બોલવું નહિ વગર વિચાર્યું બોલવાથી પાછળ પસ્તાવો કરવો પડે છે" "સતી ચંદ્રકલાએ વિચાર્યું કે મારા પિતાએ મને તજી દીધી છે, મારૂ લગન હજુ થયું નથી અર્થાત જીંદગી પર્યંત જોડાનાર પુરૂષની ગાળ લાગેલી નથી, મારી અવસ્તા પરી પુર્ણ થયેલી છે ને ઉંચ કુળનો ક્ષત્રી વંશી રાજા મારી માગણી કરે છે, તેનો પ્રત્હુતર આપવા માટે મારા શિવાય આંહિ કોઇ નથી માટે મારે હવે દુઃખના દીવશો આંહી જંગલમાં રહી શી રીતે કહાડવા, વળી આ જંગલમાં નિરાધાર પણે હું કયાં સુખી રહી શકું, આંહી બીના આશ્રય રહેવાથી ઘણું કષ્ટ સહન કરવું પડે ને વખતે મરણ ને શરણ પણ થવું પડે માટે આ શમયે આ રાજાએ મારી ઇચ્છા કરી છે તો હવે મારે શા માટે આના કાની કરવી જોઇએ એ રાજાનેજ વરૂં અને પૃથ્વી નાથ ગણી તેની છાયા તળે રહી મારૂ શ્રત્યતુ પ્રતી પાલન કરૂં" આમ વિચારી હજુરીને કહ્યું

ચંદ્રકળા—ભાઇ વીરા તારા રાજાને કહે કે તે સ્ત્રી તમને વરવાની ઇચ્છા કરે છે અગર કે તમારી જ્યારથી તેને વરવાની ઇચ્છા થઇ ત્યારથીજ તે વરી ચુકી છે પરંતુ તમારા શહેરમાં જઇ રથ અને શારા બ્રાહ્મણને બોલાવી લાવી બ્રાહ્મ લગ્નથી પરણો એટલે હું પાણી ગ્રહણ કરૂં કારણ કે "સતી સ્ત્રીને

યચે આપેલા પતી શિવાય અન્ય પુરૂષ બંધવ અને પિતા તુલ્ય હોય છે " આ સ્થળે પંચ પુરૂષની તેમજ મારા માવિત્રોની જોગવાઇ ન હોવાથી વૃદ્ધ બ્રાહ્મણને પિતા તુલ્ય ગણી ને તેના હાથથી શોપાતી હુ પ્રાણી ગ્રહણ કરીશ.

આવી રીતનો કુમારીકાનો જવાબ મલવાથી હજુરીનું હૃદય પ્રફુલીત થવા લાગ્યું, હર્ષનોપાર રહ્યો નહિં હર્ખાતો ફુલાતો ને કુદકા મારતો હજુરી ( જાણે પેલી કુમરીએ વશિકરણથી ગાંડો બનાવી દીધો હોય તેમ ) રાજા પાશે ગયો, રાજાજી આવો અચાનક દેખાવ જોઇ ગભરાવા લાગ્યા, પરંતુ જ્યારે હજુરી આવીને " વધાઇ સાહેબ વધાઇ " આમ બોલ્યો ત્યારે રાજા ગભરાટ દુર કરી પુછવા લાગ્યા, શું વધાઇ હજુરી.

હજુરી—સાહેબ ? તે સ્ત્રિ તમને વરવાની ઇચ્છા કરે છે બલ્કે મનથી તે વરી પણ ચુકી છે ધન્ય ઘડી ધન ભાગ કે જંગલમાં મંગળ અને અણધાર્યું રત્ન હાથ આવ્યુ છે પણ એક બ્રાહ્મણને બોલાવી તેના હાથેથી પાણી ગહણ કરવા તે જણાવે છે.

માહારાજા ને પેલા રાત્રીના દૈવિ સ્વપ્નામાં આવેલા દૈવિ પુરૂષના બોધનુ સાફલ્ય થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં તેથી તેને પુત્રની ચિંતા થોડેઘણે અંશે અહિથીજ કમી થવા લાગી

" જયારે પોતાને ઇચ્છિત પદાર્થ મળે છે ત્યારે તેને હર્ષનો પાર રહેતો નથી " એવી રીતે રાજા પુરૂપશેનને આ વખતે હર્ષનો પાર રહયો નહિ.

રાજાએ તરત પોતાનો હજુરીને ઘોડેસ્વારથી ગામમાં જઇ વૃદ્ધ બ્રાહ્મણને બોલાવવા અને સર્વે લગ્નની શામગ્રી લઇ આવવા હુકમ કર્યો.

રાજા પુરૂપસેન પોતાનો ઘોડો પાશે બાંધી આસન નાંખી તે પર બેઠા પોતાની પાશેનું નિતીનુ પુસ્તક લઇ વાંચવા લાગ્યા સામી બાજુમાં કુમારીકા પણ પોતાના ધ્યાનમાં બેઠેલી છે દરેકનાં અરસપરસ લગ્ન હાલેજ થવાનાં છે એમ તેઓ જાણે છે.

અંતઃકરણમાં સ્નેહ શોક જોડાઇ ગયેલી છે. છતાં પણ આવા એનોજ સ્થળમાં પોત પોતાનું મન કબજે રાખી શાંત ચિત્તે ધિર્યતા ગૃહણ કરી સહુ સહુને સ્થળે બેઠેલા છે " મોટાના મન પણ મોટાંજ હોય છે " કહ્યું છે કે.

ભર્યો શો છલકે નહિ છલકે શો આધા,
ઘોડા શો ભુંકે નહીં ભૂંકે શો ગધા.
(એવી રીતે સત્યવાદી માણુસ કદી પણ અધીરે બનતો નથી)

ચાકર પુરૂષ તરત રાજાના ફરમાન મુજબ ધર્મપુરને વિષે ગયો અને ત્યાંથી એકવિદ્વાન અને વૃધ્ધ એવા અંબાશંકર નામના બ્રાહ્મણને બોલાવી સોના રૂપાના કલશ અને પગબેતરના લુગડાં તથા હવનાદિક સામાન લઇ દીવાન એ એ સરદારોને સર્વે વાતથી વાકેફ કરી શામૈયાદીકનું આમંત્રણ આપી અને જાણ જંગલ તરફ રવાના થઇ થોડીજ વારમાં રાજા પુસ્પશેન પાશે આવી પુગ્યા.

ચંદ્રકળા પણ પોતાનું જંગલનું દુખ વિશરી જઈ આનંદમાં છલકાતી તે હજુરી અને વૃધ્ધ બ્રાહ્મણની રાહ જોતા લાગી આ વખતે એક શુ શિક્ષીત ક્ષત્રીવર રાજાનું પાણી ગ્રહણ કર્યું છે જેથી દુખમય સ્તંભ અને રોમાંચ તથા અશ્રુપાતાદિ ભાવોને હર્ષથી ઉત્પન થયેલા ભાવોથી પુનરૂકત કરવા લાગી. વિસ્મય પુર્વક પોતના અંગોપાંગને જોવા લાગી નરકમાંથી નીકળીને એકદમ સ્વર્ગ લોકમાં પોહોચી હોય એમ જણાવા લાગી.

હજુરી તથા બ્રાહ્મણ આવી રાજાને નમસ્કાર કરી પાશે બેઠા. વૃધ્ધ બ્રાહ્મણ ઉઠી દેવપુજન કરી સિમ્ધ પુસ્પ તથા ફલાદી વ્યવહારીક સામગ્રી અને રેશમી વસ્ત્રાભુષણો લઇ કુમારીકા પાશે ગયો, ચંદ્રકળા પણ પોતાના સદ્‌ભાગ્યના જન્મદાતાને જાણી તરત ઉઠી વૃદ્ધ બ્રાહ્મણને પગે લાગી હર્ષના આંસુઓથી પુનરૂક્ત થવા લાગી. વૃદ્ધ બ્રાહ્મણે શાન્ત કરી લાવેલા ઉષ્ણોદકથી નાહાવી પુસ્પોદક અંતર ગુલાબનુ વિલેપન કરી વસ્ત્રાભુષણ પેહેરાવી તૈયાર કરીને રાજા પુસ્પશેન પાશે ગયા.

લગ્નાદીકની સર્વે ગોઠવણ થઇ રહેતાં અંબાશંકર માહારાજે રાજા પુસ્પશેનને વસ્ત્રાભુષણ પેહેરાવી રાજવર શૃંગારથી સજ

કરી તેનો હસ્ત પકડી સામે આવેલા આમ્રવૃક્ષ પાશે પ્રશિવંદન માટે તેડી ગયા.

રાજ્ય નીતી પ્રમાણે તે આમ્રવૃક્ષ નીચે સુંદર મંડપની રચના કરેલી હતી ને તેની અંદર ખાશ ગોઠવણ રાખેલી હતી ત્યાં આગળ આવી રાજાને તે મંડપની અંદર બેશાડયા.

પેલી બાજુથી તે પ્રમાણે શણગારેલી ચંદ્રકળાને તેડી લાવતાં તે ઝંઝરના ઝમકારથી થા આભરણો અને ઓઢણીની પ્રભાથી કેશ પાશની સુગંધીથી મિશ્રીત થઈ આનંદ પામવા લાગી.

લજ્જાતી હરખાતી અંગોપાંગને ઢાંકવાનો વિશેષ પ્રયત્ન કરતી નિતંબ પરના ઓઢણીના ભાગને તાણી શંપુટ કરતી ચંદ્રકળાને વૃદ્ધ બ્રાહ્મણે પુરૂષસેનના સામા આશનપર બેશાડી શાસ્ત્રોક્ત સંકલ્પ કરી મંત્રોપચાર કરી કરાવી પુરૂષશેન અને ચંદ્રકળાનું પાણી ગ્રહણ કરાવ્યું અને તેની શાથે રહેલા અગ્ની હોત્રથી હવનાદીક ક્રિયાઓ કરી લગ્નનું કામ તરત આટોપી લીધું.

ધારેલુ કામ પાર પડવાથી નિશ્ચીંત થવાને લીધે અને જવાને માટે તૈયાર થઇ રહેલા વૃદ્ધ બ્રાહ્મણે સ્નેહને લીધે વર કન્યાને નીચે પ્રમાણે કહ્યું.

અંબાશંકર—માહારાજા પુરૂષશેન, પ્રીય બાળા ચંદ્રકળા "ક્ષત્રીઓને માટે ગાંધર્વ લગ્ન કૃત્યમ છે, આ વિવાહ માટે શુભ લગ્ન અને શુભ મહુરત જોવાની પણ જરૂર નથી એવો ધર્મ સાસ્ત્રની આજ્ઞા છે" તેથી તમારો આ વિવાહ યથા વિધી થયો છે,

દંપતીને લગ્ન ક્રિયા કરવા પછી અરસપરશ કેમ વરતવું તે આપ વિદ્વાન હોઇ સર્વ જાણો છો તો પણ હું મારા બંધુ ધર્મ અને ગુરૂ ધર્મ પ્રમાણે બે બોલ કહું છું તે સાંભળો.

"સ્ત્રી ધર્મ અર્થ કામ એ ત્રણે કૃત્યમાં સદા સહાય ભુત હોય છે માટે તેનું પોષણ તથા રક્ષણ કરવું, દંપતી અરસપરશ પ્રેમાળ અને સ્વ વશ હોય તોજ ત્રણે પુરૂષાર્થ શાધી શકે છે,

પુરૂષ અસ્ત્રી વગર ધર્મ અર્થ અને કામ એમ ભોગવી શકતો નથી માટેજ ગ્રહસ્તા શ્રમમાં સ્ત્રી અને પુરૂષનો અધિકાર તુલ્ય હોય છે. પતિ સ્ત્રિને જો પોતાથી હલકી શમજે તો ધર્માદીક પુરૂષાર્થનું જેવું જોઇએ તેવું પતીપ્રાદન થતું નથી માટે સ્ત્રીએ લક્ષ્મી સ્વરૂપજ કહી છે."

"જે સ્ત્રી મન વચન કાયાથી નિયમીત રહી પતિ સાથના થયેલા કરારથી કદી ચલિત થતી નથી તે પ્રતીવૃતા ગણાય છે. પતી તથા પત્નીનો અધિકાર તુલ્ય છે તો પણ બાળા યુવાન અને વૃત્ત સ્ત્રીએ પતિની શુમતી વિન્યા કશુ કામ કરવુ નહિ."

"સ્ત્રીએ બાળા વસ્તામાં માબાપોના કહ્યામાં વરતવુ અને યૌવનાવસ્તામાં પતીના તત્રમાં અને પતી ન હોય તો પોતાના પુત્રના કહ્યામાં વરતવુ પણ સ્વતત્ર કદી રહેવુંજ નહી."

"સ્ત્રીએ સદા પ્રશન્ન રહેવું. રશોઇ વિગેરે ઘરના કામમાં અતી ચતુર થવું, ઘરના ઉપસ્કરોને સ્વચ્છ રાખવા. છુટ હાથથી ખર્ચ કરવું નહીં. પતિની શેવામાં તતપર રહેવું. પતી કૃપાત્ર નિવડે તો પણ તે મહાપાતકી ન થયો હોય ત્યાં લગી તેની દેવની પેઠે પુજા કરવી. આળશ રાખવી નહીં પતિને વખતસર ભોજન દેવું. ઘણું હશવું નહીં. બારણા કે ગલીઓમાં વારંવાર ઉભું રહેવું નહિ. શત્ય ઉપર પ્રીતી રાખવી. પતીના કહ્યા પ્રમાણે વરતવું. પતી પરદેશ હોયતો ભોગ નિયમ ધારણ કરવા. કુટુંબીઓની સાથે સાસુની અગ્નાપ્રમાણે અને સાશુ ન હોય તો પતીની અગ્ના પ્રમાણે વરતવું સાશુ અને નણંદ શાથે કદી વાદ વિવાદ કરવો નહિ. કુલની મર્યાદા લોપવી નહીં નોકર ચાકરના કામોપર દેખરેખ રાખવી. પતી સુવા પછી સુવું. પતી ઉઠવા પહેલાં ઉઠવું. દાશીઓ હાજર છતાં પતીનું કામ જાતે કરવું પતીવૃતાનો સમાગમ રાખવો. નિચ સ્ત્રીઓથી સંબંધ રાખવો નહિ જે વાત પતીને અપ્રિય હોય તે કદિ કરવી નહિ, જુઠું બોલવું નહિ વસ્ત્ર તથા અલંકારની ઘણી લાલચ રાખવી નહિ અને "શુખ ભોગવવાથી શુખ મળતુ નથી પણ દુઃખ ભોગવવાથી શુખ મળે છે" એ વાત હમેશા ધ્યાન મા-

શાગરી. એમજ સ્ત્રિઓનું કલ્યાણ છે. મહારાજા પુસ્પસેનને રાણી ચંદ્રકળા ! મારે જે કહેવાનુ હતું તે અને આજે કાંઈ મલામણ આપવાની હતી તે આપી ચુકયો છું માટે હવે હું રજા લઉંછું તમો દંપતી સુખી રહેજો. અને ધનવંત અને લાંબા આયુષ્ય વાળાં થજો.

આ પ્રમાણે વૃધ્ધ બ્રાહ્મણ ( જંગમમાંજ ) ભાષણ કરી હજુરીના ઘોડાપર સ્વાર થઇ તરત રાજ્યના શામઈયામાં શામેલ થવા પ્રયાણ કરી ગયા.

રાજા અને રાણી પણ ચાકર પુરૂષે લાવેલા રથમાં બેશી ધર્મપુર નગરને વિષે જવાને તૈયાર થયાં, નગરમાં વધામણી દેવા ને શામઇયું કરવાનો હુકમ થયો તે મુજબ ચાકર પુરૂષે ગામમાં જઇ શામઇયાની શામગ્રી થવા કહ્યું.

સ્વારીની તમામ ચીજો લશ્કર હાથી, ઘોડા. રથ. પાલખી તમામ શણગારી ગાજા વાજાંનો ઠાઠ લઇ નૃત્ય કળાથી સુ-શોભિત શામઇયું કરી દીવાન સહિત અમલદારો નગર બા-હાર આવ્યા.

મહારાજા પુસ્પશેનનો રથ શામો આવતો જાણી હર્ષ સહ તેની શામા ગયા, ગાજતે વાજતે પુરષો અને શોના મ્હો-રોના વરશાદ વચ્ચે રાજા પુસ્પશેન તથા રાણી ચંદ્રકળાને કુમા-રીકાના હસ્ત વડે વધાવી લીધાં અને બડી ધામધુમથી સર્વ સેના સાથે નગર પ્રવેશ કર્યો.

---



# પ્રકરણ ૧૫ મું.

---

## ચંદ્રકળાનો ઘર સંસાર અને પછીથી દુઃખનું રોપાયલું બી.

હજારો લોકોના એકી વખતે પ્રણામ સ્વીકારવાને વગેરે ઓળખે ઇશારો કરતા પુષ્પશેને શહેરમાં સ્વારી સહીત પ્રવેશ કર્યો; માંગલીક વાજા વાગવા લગ્યાં, શન્યા ઘણી ધામ ધુમથી બજારના મધ્ય ભાગમાં થઇ દરબાર ગઢ તરફ ચલી, જોવા મળેલા લોકોની ભીડ અદ્ભુત જામી રહેલી હતી, સ્ત્રીઓ મેડાપર ચડી પુષ્પની વૃષ્ટી કરતાં પુષ્પશેન અને ચંદ્રકળાની પ્રશંસા કરવા લગ્યાં, મહારાજાની સ્વારી દરબાર ગઢમાં પ્રવેશ કરતાં રાજા પુષ્પશેનની છએ રાણીઓ શામી આવી પતીનાં દર્શન કર્યાં. અંતપુરના દરવાજે આવતાં સર્વ લોકો રાજાજીની સલામ કરી સહુ સહુને ઘેર ગયા. ચંદ્રકળાને પોતાની છ રાણીઓની સાથે તેઓના આવાસમાં રાખી.

રાજા પુષ્પશેન પહેલી છ રાણીઓને સતી ચંદ્રકળા વિષે ભલામણ કરવા લાગ્યા કે હે સ્ત્રીઓ ? આ તમારી બેન જે મારી સાતમી રાણી છે તે મોટા ભાગ્યશાળી સુશિલ અને ઉત્તમ સંસ્કારવાળાં છે. તેમજ મારા મનની માનિતી છે માટે તમારે સર્વને આ રાણીથી મૈત્રી ભાવ રાખવો. કદી એની તરફ વક્ર દ્રષ્ટીથી જોવું નહિ. આ ઉત્તમ સ્ત્રીથી આપણે સારા લાભની પ્રાપ્તિ થશે. માટે તેના વચનનું ઉલંઘન કરવું નહિ. ખરેખરા સ્નેહ લાગણીથી તમારે વરતવું આ પ્રમાણે ભલામણ આપી પોતાના શયન ગૃહમાં બને દંપતી શયન કરવા ગયા.

રાજા પુષ્પશેનને પેલી છ રાણીઓ હતી તે પણ ઉત્તમ સ્વભાવની અને શાંતતાવાળી હતી પોતાના પતીનું વચન ઉલંઘન કદી કરતી નહી પોતાનો પતી જે સ્ત્રી પરણી આવેલ તેના સાથે તે પ્રેમની નજરથી જોતી પણ કદી કલેશ ભાવ ઉત્પન્ન કરતી નહી

જેમ જેમ દિવશો વધતા ગયાં તેમ તેમ પુસ્પશેન અને ચંદ્રકળાનો પરસ્પર પ્રેમ વૃધી પામવા લગ્યો તેમજ તેની કિર્તી પણ પ્રેમની પેઠે વૃધી પામવા લાગી વળી તેની છએ બહેનો સાથે ચંદ્રકળાને પુરેપુરો પ્રેમ ભાવ જાગ્રત થયો જાણે કે પોતે એક અંગજ હોય તેમ તેઓ શંપીને રહેવા લાગી.

દંપતી શંશાર સુખ ભોગવતાં થકાં બે વરશ વ્યતિત થયાં ત્યારે રાણી ચંદ્રકળાને ગર્ભ રહયો સવા નવમાશ પ્રતી પુર્ણ થયાં ત્યારે શુભ દિવશે દિવ્ય અને કાંન્તિવાંન એવા કુમરનો જન્મ થયો લાગલોજ દાસી રાજા પાશે વધામણી દેવા ગઇ, ઘણા દીવશોથી પુત્ર રૂપી ત્રષ્ણાથી વ્યાપ્ત થયેલો રાજા દાશીના મુખથી દિવ્ય કુમારનું મંગળીક વૃતાંત શાંભળી બહુ આનંદ થયો દાસીને પોતાનો મુગટ વરજીને પહેરેલો સર્વ શંગાર આપી દીધો તથા કેટલીક સોના મોહરો આપી વિદાય કરી.

રાજાના ઘેર આજે પહેલ વહેલો કુંવર આવવાની વધામણી પડવાથી ધર્મપુર નગરને વિષે ઘેર ઘેર ધવલ મંગલ ગવાઇ રહેલા હતાં અને મંગલીક વાજાંઓ વાગી રહેલાં હતાં ત્યારે ગામના સર્વ લોકો શારા શારા પકવાનો કરી ઓછવાદિકેથી આનંદ પામવા લગ્યા. રાજાએ નિમતીઆને બોલાવી કુમરેના જન્માક્ષર લઇ નિમીત જોવરાવ્યું. અને ત્યારબાદ નિમતીઆના કહેવાથી અને દેવસહાયતાથી પુત્રનો જન્મ થયો. તેથી ને કુવરનું "સુસેન" એવું નામ ધારણ કર્યું પંચ ધાવ માતાથી સેવાતો સુરસેન કુમાર અનુક્રમે વૃધી પામવા લાગ્યો. બે વરશનો કુમાર થયો ત્યારે વલી રાણી ચંદ્રકળાને પુનઃ ગર્ભ રહ્યો અને પુર્ણ માસ થયે બીજા કુંવરનો જન્મ થયો.

રાજા પુસ્પશેનના હર્ષનો પાર રહયો નહિં જે પોતાને પાંચ વર્ષ પહેલા ધિક્કાર આપી કલ્પાંત કરાવતા હતા તેજ આજે આનંદની લહેરીઓમાં ગરકાવ થવા લાગ્યા. દાસી તરફથી પુનઃ પુત્ર વધામણી મળવાથી તેને વસ્ત્ર ભુષણથી તૃપ્ત કરી. બરાબર બાર દિવશે નિમતીઆને બોલાવી જન્માક્ષર જોવરાવી તેનુ પદમશેન એવું નામ આપ્યું.

રાજ લક્ષ્મી અને રાજ્ય વૈભવ તથા શંત રણીઓથી સુખ ભોગવતો રાજા પુરપસેન પોતાને અહો ભાગ્ય માનવા લાગ્યો " દુ:ખના દીવશોમા પુર્વે ભોગવેલાં શુખ યાદ આવી કનડગત કરે છે ત્યારે સુખના દીવશોમાં પુર્વે ભોગવેલાં દુ:ખ સ્વપ્ને પણ યાદ આવતાં નથી એવો આ શંશાર સમુદ્રનો મહિમા છે. સુખ ભોગવવું યા. લક્ષ્મી કે રાજ્ય પ્રાપ્ત થવું, એ પુર્વોક્ત પુન્યનું ફલ છે. "

" આપણે કોઇ કોઇ વખતે પુન્ય કે ધર્મ ખાતે પાંચ રૂપીયા આપવા પડે ત્યારે આપણું મન કવું અકલાય છે. જાણીએકે આપણી પુંજીમાંથી પાંચ રૂપીયા ઓછા થઇ જાયશે પણ કોઇ પણ કોઇ વ્યાજે રૂપીઆ લેવા આવે ત્યારે રોકડા રૂપિયા ફક્ત અરધા કે એક રૂપીયાનાં વ્યાજની લાલચે આપી દેતામાં જરા પણ અચકાતા નથી જ્યારે વ્યાજ સુદ્ધાં મુલગા રૂપીયા પણ હમેશની પથારીએ પડવાની તો કાંઇ દરકારજ રહેતી નથી " પરંતુ પુન્ય કે ધર્મ ખાતામા પઇશો વાપરવા માટે કહેલુ છેકે

ચોપાઇ.

વ્યાજે દીધા બમણા થાય ચાર ગણા વેપારી રહાય
શાત ગુણા વાવેલા ગૃહે પુન્યે પુરુભવ અનંતા લહે

એવી રીતે પુન્ય ખાતે વાપરેલો પઇશો અનંતગણો થઇ આવે છે અને આપણને શુખ આપે છે. માટે યથા શાક્ત પુન્ય અને જ્ઞાન ખાતામાં પૈશા વાપરતા જરા પણ અચકાવું નહિ.

રાજા પુરપસેનને પુત્રોત્પતીને લીધે પુર્વે જે દુખો સહન કરેલાં હતાં તે આ વખતે નિષ્ટ થઇ ગયા અને આનંદનાં દીવશો પશાર થવા લાગ્યા.

રાણી ચન્દ્રકળાને પોતાની ગંભીરતા અને પ્રેમાળ દ્રષ્ટીથી તેની છએ બેનો શાથે ગાઢ પ્રેમ બંધાઇ ગયો ઘડીભર પણ જુદું પડવું તેઓને ગમતુ નહિ ચન્દ્રકળાના બન્ને દિવ્ય કુમારોને ક્રિડા વિનોદ કરાવતા થકી તે રાણીઓ પોતાને અહોભાગ્ય માનતી હતી.

સતી ચંદ્રકળાના સુખનો આંકડો વટાઇ ગયો. અને દુઃખનો ડુંગર પશાર કરવાનો છે. માટે તેનો બનાવ શ્રોતાઓ આગળ જુઓ.

રાત્રીના પ્રથમ ભાગમાંજ ચંદ્રકળાનો રથ ચાર હજુરી પહેરગીરો સાથે તેણીના પિયેર જવા માટે નીકળ્યો રસ્તો ઘણો વિકટ છે સુરીપુર અને ધર્મપુર વચ્ચે વીશ પચીશ માઇલનું છેટું છે ત્યાં આગળ તે વખતે સડક કે સિધો રસ્તો છે નહિ. પણ ઘણી ભયંકર ઝાડી ત્યાં આવેલી છે.

ચંદ્રકળા પોતાની દાસીઓની સાથે હાસ્ય વિનોદ કરી પિયેર જવાના ઉમંગથી આનંદના ઉભરાઓ કહાડતી હતી. બંને કુમારો ને એકેક દાસી પોતાના ખોળામાં લઇ બેઠી આવતી હતી. દીવસ ઉગ્યે શુરીપુર રથ પહોંચવાનો છે એવી લાલચથી તે શુર્યોદય થવાનીજ રાહ જોઇ રહી હતી પરંતુ આનંદને વિઘ્ન કરતાં કાંઇ દૈવને વાર લાગતી નથી, જેમ સુર્ય ને રાહુના ઘેરાવાથી ઓચિંતો અંધકાર છવાઇ રહે છે તેમ મનુષ્યને પણ કર્મ રૂપી રાહુ ઓચિંતો ઘેરો નાંખેછે ત્યારે દુઃખ રૂપ અંધકાર થવાથી સુખ રૂપ અજવાળું નિષ્ટ થઇ જાય છે.

જ્યારે ચંદ્રકળા આવે સુખના સાગરમાં ઝુલી રહી હતી ત્યારે બાજુમાં ચાલ્યા આવતા હજુરી પહેરગીરોના મનમાં એક એક દુષ્ટ બુદ્ધિ ઉપજી.

રામલો—અલ્યા કાનીઆ ! રાજા તો અક્કલના બારદાન છે, આ જંગલનું ભુત ક્યાંથી પકડી લાવ્યા છે. અને ઘરમાં રાખ્યું છે, રાખ્યું તો રાખ્યું પણ જોની રાજ્યમાંથી કેટલો બધો પૈસો અને માલ આપીને તેને પિયેર મોકલે છે.

કાનીઓ—જોની રામલા ! હવે કોણ જાણે છે કે કોની દીકરી છે. નાહક અમથી રાજ્યની દોલત ઓસી કરે છે. અલ્યા રામલા આતો છે બધું કપટ; આપણા રાજાને તો એ રાંડ લુંટી જાય છે; ત્યારે આપણે રાજાના હજુરી કેવાઇએ, રાજાનો માલ લુંટી જાય તે આપણે જોઇને બેસી રહીયે ! ના ના એમ તો ના બંને

તંબુની અંદર મહેલ ભાગમાં રાણી ચંદ્રકળા અને બે કુમારો સુતેલા હતા, તે વખતે આવેલા હજુરીએ પેલા બંને કુમારોને તેની માતા પાસેથી ઉપાડી લઈ તેઓને નજીકના ભાગમાં લઈ એના ગરદનપર સપાટાથી તલવાર અજમાવી દીધી! "અહાહા... હાય ઘાતકી નિમકહરામ હજુરી તારૂં સત્યાનાશ જજો?" અને કુમારોના શબના કટકા કરી તેની માતુશ્રી ચંદ્રકળા પાસે મુકી કમબખ્ત ચંડાળ હજુરી તુરત બહાર નીકળી ગયો.

આ હજુરીએ દુષ્ટ કૃત્ય પણ એવી ચાલાકીથી કરી લીધું કે તે તંબુની અંદર રાણી કે દાસી કોઈ જાણી શકી નહીં.

જરા પછી રાણી ચંદ્રકળા જાગી અને પોતાના કુમારો પોતા પાસે ન હોવાથી આમતેમ ફાંફાં મારવા લાગી ત્યારે આડો અવળો હાથ કરતાં તે હાથ કુમારોના શબના કાપેલા કટકાપર પડ્યો ને લોહીથી ખરડાઈ ગયો, કુમારો પર હાથ પડતાંજ રાણીના તો હોશ કોશ ઉડી ગયા અને તપાસ કરતાં પોતાનાજ કુમારોને કપાયેલા જાણી તેણી એકદમ રડવા અને બુમેબુમ પાડવા લાગી.

રાણીની બુમોથી પાસે સુતેલી દાસીઓ એકદમ જાગી ઉઠી અને બહારથી એકદમ દુષ્ટ હજુરીઓ પણ તંબુની અંદર દાખલ થયા.

શું છે? શું છે? એમ કરતા હજુરીઓ ત્યાં આવ્યા અંધારૂં હોવાથી તેના દુષ્ટ કૃત્યનો સ્પષ્ટ દેખાવ જણાતો ન હતો. રાણીએ કળકળાટ શબ્દે કહ્યું કે મારા બંને કુમારોને કોઈ દુષ્ટો મારી ગયા અરે! મારૂં તો સર્વસ્વ લુંટાઈ ગયું. આટલું કહેતામાં તો તરત હજુરીઓ ચંદ્રકળાપર તુટી પડ્યા. રાંડ સાંપણી! ડાકણ! ચંડાળ! જુઠ્ઠી બોલાય? તું પોતેજ કુમારોનું ભક્ષ કરી ગઈ છું ને વળી "કોઈ દુષ્ટ મારી ગયો!" ધુતારી! અમો તંબુની આસપાસ ફરીએ છીએ તે વખતે તંબુમાં કોઈ આવીને મારી ગયો કહે છે, તેંજ મારા રાજાનું સત્યાનાશ વાળી નાંખ્યું નિકળ તંબુની બહાર રાંડ રાજના સત્યાનાશ વાળી બેઠેલી હવે તું પિયેર જવા ધારે છે? નિંભર

આશ્રમમાંથી અગ્ની લાવીને તેણીએ ચિતાને સળગાવી દીધી "જ્યારે દુ:ખ ઉપર દુ:ખ માથે તુટી પડે છે ત્યારે માણસની છાતી વજ્ર જેવી થઇ જાય છે, હાડ લોહી જેવાં થઇ જાય છે. લોહી પાણી જેવું થઇ જાયછે. તમામ શરીર કાષ્ટમય થઇ જાય છે. કહ્યું છે કે બહુ રંણીયાને રંણ નહી અને બહુ દુ:ખીઆને દુ:ખ નહિં." ચંદ્રકળા પણ તેવીજ રીતે પુત્રોની દહન ક્રિયા કરી સ્નાન કરવા માટે રૂષિના આશ્રમે ગઇને ત્યાં રૂષીએ જલ કુંડ બતાવવાથી ત્યાં જઇ સ્નાન કરી વસ્ત્રો પહેરી તરતજ રૂષી મ્હાત્મા પાસે બેઠી

"દુ:ખના દીવસોમાં પણ ભુખ મટી જતી નથી." ત્યારે ચંદ્રકળાને પણ એકાદ દીવસ સુધી અનાજ ખાવાની પાણી પેટે ફરજ પાડી ત્યારે રૂષિએ શહેરમાંથી માગી લાવેલા આટામાંથી એકાદ રોટલો કરી ખાઇ લેતી. જે કાલે સાકરે ચોખામાં ગુજરાત થયેલી હતી તેને આજે પેટપુર રોટલો પણ પોતાના હિતે મળવાના સાંસા પડયા; જેને હુકમ કરતાં હજારો હાજર હતાં તેને આજે યોગીના શરણાંગત થવુ પડયું જે કાલે પુરપની સેજામાં પોઢતી તે આજે અણી સુધ કાંકરામાં આળોટે છે. જે કાલે લાખો રૂપીયાના દાગીનાઓમાં ગરકાવ થયેલી હતી તેને આજે શરીર પર પહેરવા લુગડું પણ રહેલું નથી અહા! "કર્મની વિચિત્ર ગતી છે એક ઘડીમાં કેટલી છિન્ન ભિન્ન અવસ્તામાં મુકી દીએ છે જ્યારે કર્મ રૂપી સત્રુનો ઘેરાવો થાય છે ત્યારે રજનુ ગજ થયા વગર રહેતુજ નથી પણ ખરો સત્યવાદી મનુષ્ય આવા સંકટ સમયે પોતાનું સત્ય ચુકતો નથી"

ચંદ્રકળા પોતા પર આવો દુ:ખ દરીયો તુટી પડવાથી પણ અડગ રહી પોતાનાજ કર્મનો વાંક કહાડી આ રૂષિના આશ્રમેજ દિવસો કહાડવા લાગી પણ રૂષિએ માગી લાવેલા આટા માંથી પોતાના શરીરને ભાડું આપવુ બ્યાજબી લાગ્યું નહી ત્યારે તેણીએ યોગીરાજને કહયુ:

ચંદ્રકળા—મહારાજ હું આપહિ પડી રહી. આપના પવિત્ર આત્માને બોજામાં નાખવાથી મારૂં મન અંજળાય છે માટે હું

ગામડામાં જઇ ભિક્ષાવ્રતી કરી. ઉદર પોષણ કરૂં. એવો કોઇ ઉપાય બતાવો !

યોગીરાજ—ફિકર નહી બચ્ચા ! તુમભી મેરી લડકી હૈ ઓર મેરા મંગનકા આટામે કુચ્છ રોટી કરલેવે ઇસમે ક્યા મેરે બોજા રૂપ હોતી હૈ;

ચંદ્રકળા—નહી માહારાજ ! મને કોઇ રસ્તો બતાવો તો તે પ્રમાણે હું વર્તી ઉદર પોષણ કરૂં.

યોગી—સુન બચ્ચા ! તેરે કુચ્છ એસી ઇચ્છા હોવે તો સુન તુ તેરા રેશમી કપડા ઉતાર કર ભિક્ષુકકા વેશ ધારન કર ઓર પાસકા ગાવમેં જાકર ભિક્ષા વ્રતી કરેગી તો તુજે કુચ્છ હરકત નહી હોયેગી. ઓર એકદો કીરતન પઢકર ગમેડીકા લોકકું સુનાને સે તેરા અચ્છા શબ્દસે લોક બહોત રંજન હોવેગા ઓર અચ્છી તરેહસે ભિક્ષા મીલેગી.

યોગીરાજના આ વચન સાંભળી ચંદ્રકળા પોતાના રેસમી કપડા ઉતારી પોટકી બાંધી યોગીના આશ્રમે મુકી, ભિક્ષુકનો વેશ ધારણ કરી હાથમાં તંબુરો લઇ યોગી પાસેથી બે ચાર કિરતનો શીખી લઇ ગામડામાં જઇ ભિક્ષા વ્રતી કરવા લાગી તેણીના મધુર સ્વરથી ઘણાં લોકો રંજન થઇ એક દીવસનો ખોરાક એકદમ આપી દીએ છે એટલે તેણી પોતા પરાક્રમે પોતાના આત્માનું પોષણ કરે છે દીવસે ગામડા ફરી રાત્રીએ યોગીના આશ્રમે જઇ પડી રહે છે.

---



# પ્રકરણ ૧૭ મું

## હજુરીઓનો પ્રપંચ અને રાજ્યશોક અને બોધ વચન.

શાંભળતાં કમકમી છુટે કે બોલતાં જીભ અટકી પડે છે. એવું ક્રુર અને ઘાતકી કામ કરનારે દુષ્ટ હજુરીઓ બંને કુંમારોનો વધ કરી સતીને લુંટી લઇ કાર્યાયોને શમજુતી આપી ધર્મપુર નગરને વિષે દાખલ થયા. માહારાજા પુરૂપશેનને મળવા જતાં તેઓએ સતી ચંદ્રકળા વિષે કુશળ શમાચાર પૂછ્યા ત્યારે તેઓ ( દયામણું મુખ કરી ) મહારાજ ? કહેતાં જીભ તુટી પડે છે રૂદન કરતાં આંખ્યો ફુટી પડે છે, શંભળાવતા હૃદય ચીરાઇ જાય છે, સાહેબ...સત્યાનાશ વળી ગયું ? હાય.

રાજા—( બહુ અધીરા થઇ ) શું કે હજુરી જલ્દી કહો. તમારા વાક્યો મારા હૃદયને વિષે શુંશરા ચાલ્યા જાય છે જે હોય તો જલ્દી કહો શું ? ચંદ્રકળા. " અટલુ બોલતાં."

હજુરીઓ—( શુરાતન ચડાવી ) બસ બસ ? દીઠી અને જાણી તમારી ચંદ્રકળા એતો રાક્ષસી માની તે રાણી " પણ માહારાજ, આ જંગલનું ભુત અને ડાકેણુની ડાડી કયાંથી લાવ્યા હતા અમો તો હજુ ઉતારો કરી રસ્તામાં પડાવ નાંખ્યો અને તંબુની અંદર બને કુંમારો સહિત ચંદ્રકળા અરે નામ લેતાં દોષીત થઇએ છીએ તેને બેસાડી બહાર અમો ચોકી કરતાં હતાં એટલામાં તો એ શંખણીએ બંને કુમારોનો વધ કરી ભક્ષ કરી ગઇ હાય......કન્યાનો કયાં કાળ પડયો હતો કે આવી રાક્ષસીને ઘરે રાખી સત્યા નાશ વાળયું અરે કુમારોને મારી નાંખ્યા પણ સાથેના સામાન પણ બાળી નાંખી અંતરી થઇ ઉડી ગઇ,

સ્મર્ણ પામ્યા અને શોકાતુર થવા લાગ્યા પ્રિય પુત્રો અને પ્રેમ પત્નિની આ દશા સાંભળી તેમને ઘણો ખેદ થયો. વળી આ હકીકત ખરી હશે ? કે ખોટી હશે ? આવી રીતે મનને વિષે ભ્રાંતી પામવાની સાથે ખેદ કરવા લાગ્યા, ઉદાસી ચહેરે લાગલાજ સભાગાંથી ઉઠી રાજ્ય દરબારમાં દાખલ થયાં.

શહેરમાં પુત્ર વધની વાત ફેલાવાથી આખું નગર સોક ગ્રસ્ત થવા લાગ્યું સર્વનો આનંદ એકદમ નિષ્ટ થઇ ગયો, બજારના રસ્તાઓ શુન્યકાર જેવા દેખાવા લાગ્યા અને માણસો સર્વ રાજ્ય દરબારમાં ભરાવા લાગ્યાં ત્યારે દેવળો અને મકાનો જંગલમાંની શુન્યકાર ચોર પલ્લી જેવાં જણાતાં હતાં રાજા પુસ્પસેનનો આ વખતનો દેખાવ એક ભયંકર જણાતો હતો. તેઓ રૂદન કરી પછાડા મારતા અને આક્રંદ શબ્દોથી બુમો પાડતા હતાં.

રાજ્યમાં અકસ્માત કોળાહળ થયેલો જોઇ અધીરી બનેલી રાણીઓ પણ રૂદન અને આક્રંદ કરવા લાગી અને પુત્ર વધની વાત શાંભળી ત્યારે તો તેઓ પણ વધારેને વધારે રડવા લાગી એકંદર સર્વ નગરમાં અને રાજ્યમાં શોક છવાઇ ગયેલો હતો.

રાજા પુસ્પશેનને પુત્રોનો શોક અને ચંદ્રકળાની હકીકત વધારેને વધારે શતાવવા લાગી શું કરવું ? કેમ થયું હશે ? વિગેરે વિગેરે વિચારોથી તેમનું મન મુઝાવા લાગ્યું. ચિત્ત ડાંમાડોળ થવા લાગ્યું રાજ્ય લક્ષ્મી અને રાજ્ય વૈભવ ક્ષાર જેવા જણાવા લાગ્યા સભાઓ સમસાનવત જણાવા લાગી ભોજન વિષ જેવું અને સૈયાઓ અંગાર રૂપ ભાષવા લાગી.

પ્રધાન સહીત ઘણા માણશોના સમુદાય વચે માહારાજા સોક ગ્રસ્ત બેઠેલા છે ત્યાં એક વિદ્વાન સાધુ પુરૂષ અકસ્માત આવી ઉભા રહયા અને સર્વદા સોક પ્રશરી રહેલો નિહાળી સર્વજ્ઞ મહાત્માએ રાજાનો શોક સમાવવા માટે નિતીનો વાગ્ય વાહ ચાલુ કર્યો.

" મહારાજ તમે પોતેજ સોકનું સ્થાન છતાં શ્યાને શોક કરોછો કારણ કે જેમ હાલે તમે પુત્ર પત્નિનો શોક કરોછો તેમ

બીજા લોકો એક વખતે તમારો પણ શોક કરશે અને તેનો વળી ત્રીજા લોકો શોક કરસે શંશારમાં ઉત્યમ મધ્યમ અને અધમ કોઇ પ્રાણી દુખ રહીત છેજ નહિં, જેમ સમુદ્રમાં વહાણો અને પરબમાં મનુષ્યો એકઠા થાય છે ને જરાવાર પછી તે વિખરાઇ જાય છે તેગજ પુત્ર પૌત્ર બંધવ પતિ વિગેરે સહુ એક વખત ભેલા થઇને પાછળ હમેશાને માટે જુદાં પડી જાય છે માટે એવા જુદાં પડનાર ઉપર રાગ યા દ્વેષ રાખવો એ એક અગ્નાનતા છે. જેમ સ્વપનામાં દેખાયલાં માણશો કલ્પના માત્ર હોવાથી વાસ્તવિક રીત પરસ્પર તે ઓળખતી સકતાં નથી તેમ આ માણશો પણ કલ્પના માત્ર હોવાથી એક બીજાને ઓળખી શકતાં નથી.

ત્રસ્નાથી દુખ થાય છે. દુખ જવાથી સુખ મળે છે. અને સુખ જવાથી વળી ત્રસ્ના ઉત્પન્ન થાય છે તે વળી દુઃખનેજ ઉત્પંન્ન કરે છે જેમ ચાલતી ગાડીના આરા એક પછી બીજા અને વળી પેલો એમ હમેશાં આવ્યાજ કરેછે તેમ પ્રાણીઓને શુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એમ હમેશાં આવ્યાજ કરે છે માણુશો દુઃખને ટાળવા અને સુખ મેળવા હજારો પ્રય ત્ન કરે છે પણ સમઝતા નથી કે સુખ દુઃખ પ્રયત્નથી મળતા નથી અને ટળતાએ નથી પણ દૈવેથીજ મળે છે ને ટળેછે. બુ- ધીવાળો માણશ દુઃખી થાય છે ત્યારે મુરખ શુખી થાય છે ઘણા મિત્રવાળો દુઃખી થાય છે ત્યરે સતરૂવાળો સુખી થાય છે. જેમ દુઃખ માગ્યા વગર આવે છે તેમ શુખ પણ માગ્યા વગર આવેછે માટે સુખ કે દુઃખ પ્રિય કે અપ્રિય જે કાંઇ પ્રારબ્ધની ગતીથી આવી પડે તે સહન કરી લેવું પણ હર્ષ કે સોક કરવો નહિં.

વિવેકી પુરૂષે શુખ દુઃખ હાની લાભ યશ અને અપ યશ વિગેરેને કાળને આધિન થયેલા જાણી તેમજ બુદ્ધી પ્રાક્રમ ધન કે મિત્રોથી પણ કાળનું ધારેલ મિથ્યા થઇ શકતું નથી. એવો નિશ્ચય રાખી હર્ષ કે સોક કરવો નહિ. હે રાજન ' આ શંશારમાં સ્ત્રી, પુત્ર, ઘર, ધન, શંપતિ, નો- કર, મંત્રિ, સંબંધી, સૈન્ય, અને રાજ્ય એ બધું ગાંધર્વ નગરની પેઠે યા, સ્વપ્નની પેઠે વાસ્તવિક નહિં છતાં પણ દેખાય છે.

અને થોડાજ વખતમાં નિષ્ટ થઇ જાય છે, જેમ જળ પ્રવાહથી રેતી ભળી થાય છે ને જુદી પણ પડે છે તેમ કાળના પ્રવાહથી પ્રાણીઓ ભેળાં પણ થાય છે અને જુદા પણ પડે છે, માટે તેને સત્ય કે મારો કરી માનવાથી શોક, મોહ, ભય, અને પીડા શીવાય બીજું કશું ફળ પ્રાપ્ત થતું નથી.

કર્મોથી અનેક યોનીઓમાં ભમતા જીવોને માતા, પિતા, બંધુ, સ્ત્રીઓ, અને મિત્રો વિગેરે અનેક ઉત્પન થાયછે ને અનેક નિષ્ટ થઇ જાય છે માટે એમાં કેનો હર્ષ કરવો અને કેનો શોક કરવો શંશારમાં રહેલા એક જીવને જેટલા સબંધીઓ થઇ ગયા છે તેનો મુકાબલો કરીશું તો આપણા શમુદ્ર કિનારાના રજકણો પણ પુરા નહિં પડે માટે આત્મા એક છે અને દેહ અનેક છે દેહ જન્મે છે આત્મા જનમતો નથી દેહ વૃધી પામે છે. પણ આત્મા વૃધી પામતો નથી દેહ ક્ષિણ થાય છે પણ આત્મા ક્ષિણ થતો નથી દેહ નિષ્ટ થાય છે. પણ આત્મા નિષ્ટ થયો નથી માટે હે પુસ્પસેન રાજન્ તમે શધળો શોક અને સંતાપને છોડી દીઓ આ સ્ત્રી પુત્ર અને રાજ્ય જે કાંઇ દેખાય છે તે સાથે તમારે કશો પણ સબંધ નથી સર્વ ઝાંઝવા માફક છે જેમ બાળકો અંગુઠાને ધાવવાથી ધાવણ મળતું માની લે છે તેમ અજ્ઞાની મનુષ્યો સ્ત્રી પુત્રાદીકથી સુખ મળતું માની લીએ છે પણ પ્રાય સર્વે દુઃખજ હોય છે.

આવી રીતે માહાત્માના પર્માર્થિક અને વ્યવહારિક બોધથી શાન્ત થયેલા રાજાએ ત્યાં પધારેલા મુનીને નમસ્કાર કરી કહ્યું કે જેમ ગરમીથી તપ્ત થયેલો મનુષ્ય સિતલ જળ મળવાથી સાંન્ત થાય તેમ હું મારી સ્ત્રી અને પુત્રોના દુખથી ઘેરાએલો આપના સુબોધ વચનોથી શાંતિ પામ્યો છું અને આપને અભિનંદન કરૂં છો.

રાજાએ નમસ્કાર કરવાથી મહાત્મા શ્રી તેમને યોગ સત્કાર આપી પોતાના સ્થળે ગયા એ દરબારમાં ભરાએલા લોકો પણ રાજાને પ્રણામ કરી સહુ સહુને સ્થળે ગયા પરતું રાજાને ચંદ્રકળાની સંકા સિવ્ર વાતનો નિરણય કરવા પર બહુ લક્ષ હતું ૭ રાણીઓને તેણીના ૭ ૭ વરસનો સહવાશ હોવાથી તેને કાંઇક માહેતી હોવી જોઇએ આમ વિચારી તે રાણીવાશમાં ગયા.

ચંદ્રકળાના વિયોગથી વ્યાપ્ત થયેલી રાણીઓ રાજાજીના પધારવાથી તેમને ચંદ્રકળાના ખબર પુછતાં રાજાજીએ હજુરીના કહેવા પ્રમાણે સર્વ હકીકત કહી વળી કહ્યું કે એ હજુરીઓના કહેવાથી મને શક પેદા થાય છે તેઓનુ કહેવું કે તેણી તો ડાકેણ હતી તે પુતરોનો ભક્ષ કરી શામાનને બાળી નાંખી વ્યતરી થઇ ઉડી ગઇ.

રાણીઓ—હાય હાય ? દુષ્ટ, પ્રપંચી અને લુચા હજુરીઓ એજ સત્યાનાશ વાળ્યું. મહારાજ તમને કાંઇ વિચાર થયો નહિ ? કે તેનું બોલવું શાચુ માની બેઠા. એ ચંડાલોએ પૈશાની લાલચથી પુત્ર વધ કરી સતીને લુટી કહાડી મુકી હશે અરે એ તો મહા સતી છે તેના પર ખોટા કલંક લગાવી એ દુષ્ટોએ કેવો પ્રપંચ રચ્યો છે માટે જલદી તેનો તપાશ કરાવી અમોને એ સતીના દરશન કરાવો ત્યાં લગી અમારે અનાજ ખાવાની પ્રતીજ્ઞા છે, અમો પણ શાથે ચાલીશું અને જયારે એ સતીના દરશન કરીશું ત્યારેજ અમોને સુખ વળસે.

રાજા—(સ્વગત) રાણીઓ ખરૂં કહેછે દુષ્ટ હજુરીઓનો શર્વ પ્રપંચ છે માટે સત્વર તપાશ કરવો જોઇએ (આસન) પ્રિયાઓ તમારૂં કહેવુ યથાર્થ છે હવે આપણે ત્યાં જઇ તપાસ કરીએ એટલે શર્વ માલમ પડશે હમણાં તૈયારી કરાવુ છું. (સભામાં જાય છે.)

રાજા શભામાં જઈ પ્રધાનને બોલાવી સરવ વાતથી વાકેફ કરી ત્યાંથી રાણીઓ પાશે આવ્યા ને છ રાણીઓને સાથે લઇ બે ચાર સિપાઇઓ પગી વિગેરે તથા પેલા દુષ્ટ હજુરીઓ સહિત સતીની શોધ કરવા જંગલમાં ગયા.

———:o:———



# પ્રકરણ ૩૮ મું

---

## સતીનો શોધ.

સેઠજી—મુનિમજી ? (ગુણચંદ્રને પેલા શેઠ પાસે કાયમ રહેવાથી મુનિમની જગ્યા મળી છે) દેશાવરની ટપાલ આવી ગઇ ?

ગુણચંદ્ર—હા શેઠજી ? બંગાલ દેશમાં આપણી ભાતની ખરીદ ત્રણ લાખ હંદરવેટની થએલી છે. ને ત્યાર બાદ તેનો ભાવ આશપાશના દેશોમા વરશાત નહી થવાથી સખત વધી ગયેલોછે માટે થએલી ખરીદનો વિક્રય કરવાનુ જવાબમાં આપણે જણાવવુ જોઇએ

શેઠજી—હાજી નફો મળે ત્યારે તો વિક્રય કરવોજ માટે લખી વાળજો,

ગુણચંદ્ર—શેઠજી મારા દેશથી પત્ર આવેલો છે ત્યાંથી લખેલ છે કે તમારે હવે તરત નોકરી છોડી ઘેર આવવુ માટે હવે આપની પાસેથી રજા માગવા વિનંતી કરૂં છું.

શેઠજી—બહુ શારૂં તમારી ઇછા હોય તો માશીક પગાર બશે રૂપીયાનો છે. તો કાંઇક વધારી આપું માટે દેશ જવાનું શું પ્રયોજન છે.

ગુણચંદ્ર—નહી શેઠજી હું હવે નોકરી કરવા ખુશી નથી. માટે રજા આપો.

શેઠજી—બહુ શારૂ. જેવી ઇચ્છા. મુનીમજી ? તમોએ મારી છ શાત વર્ષની નોકરી ખરા અંતઃકરણથી બજાવી મને શારી આપ્તી કરી આપી છે માટે તમારા પગાર ઉપરાંત એક હજારની નોટ બક્ષિશ કરૂં છું ?

ગુણચંદ્ર બે રૂપીયાના પગારથી પણ એકજ સ્થળે પાંચ છ વર્ષ સ્થિર રહેવાથી આ પાયરીએ ચડયા અને મુનીમની પદવી મલી માટે "નોકરી કરવામાં પ્રમાણીકપણું રાખવું દગલબાજી અને કુવ્યશનનો ત્યાગ કરવો. મન સ્થિર રાખવુ આ-

પણા કહેવાથી પગાર વધતો નથી પણ આપણા ગુણોનેજ જોઇને પગાર વધે છે માટે આપણામાં સદ્ગુણ અને પ્રમાણીકપણું કેમ વધે એ લક્ષમાં રાખવું અને નોકરી કાયમનીજ કરવી”

ગુણચંદ્ર ઘણા આનંદની સાથે નોકરી છોડી પોતાના વતન તરફ ચાલ્યા ગયા અને શૌરીપુરને વિષે દાખલ થયા.

ગુણચંદ્ર પાંચ પૈસા સારી રીતે મેળવી ઘરે આવવાથી ગામમાંથી સારા સારા માણસો મળવા આવ્યા જેને બે મણ અનાજ આપવાનો વિચાર થનો હતો તે મેઘચંદ્ર મોટાભાઇને મળવા આવ્યા “ સંસારમાં પૈસાનીજ સગાઇ છે ” ગુણચંદ્રે મળવા આવેલા માણસોને ચા. નાસ્તો આપી સર્વેને ખુસી કર્યાં.

ગુણચંદ્રના ઘરે આવવાથી તેની સ્ત્રી પણ સંતોષ પામી. ગુણચંદ્રે પોતાની ઘરેણે આપેલી દુકાનો પૈસા આપી છોડાવી લીધી ને ત્યાં દુકાન કરી પહેલાની રીતે ધોરણસર કામ ચલાવી પોતાની શેઠ પદવીને પુનઃ પ્રદીપ્ત કરી.

હવે ચંદ્રકળા તરફ જરા ધ્યાન ખેંચીએ એક દીવસ તેણી ગામડામાં ફરતાં ફરતાં છેટે નીકળી ગઇ અને એક સહેરની પાદરમાં આવી ચડી સહેરના માણસો જાણીતા લાગવાથી તેણીએ એક જણને શેહેરનું નામ પુછયું ત્યારે જવાબમાં “ શૌરીપુર ” છે એમ તેણે કહ્યું ત્યારે તેણી વીચાર કરવા લાગી કે આતો મારા પિયેરનુંજ ગામ છે, પરંતુ મારો ભિક્ષક વેષ છે એટલે મને કોઇ ઓળખતું નથી, ખેર મારે પણ હાલે આ ભિક્ષક વેષે પ્રશિદ્ધ થવાનું કાંઇ કારણ નથી એમ વિચારી તેજ નગરમાં ભિક્ષાવૃતી કરેછે અને ત્યાંની ધર્મશાળામાં રહે છે એક વખ્ત ભોજન કરવાનો તેણીએ નિયમ કરેલો છે “ આવા સંકટ સમય ધિર્ય ધરનાર સતી ચંદ્રકળા ઉપર સંકટ પડવામાં કાંઇ બાકી રહિ નથી હવેતો તેણીના કર્મનો સત્યાનાસ વળી સર્વથા સાંન્તિ થવી જોઇએ ? પણ ક્યારે ? વાંચનાર આમ કેક અધિરા બનશો નહિ સર્વે સારૂ થશે. “ ધર્મોજય અને પાપની ક્ષય ”

હવે રાજા પુરપરોહીત તથા રાણીઓ તથા હજુરીઓ અને શિપાઇઓ ધર્મપુરથી નિકલી જંગલમાં આવ્યા અને છેક જ્યાં

સેંત્રીએ પડાવ નાખ્યો હતો ત્યાં આવ્યા અને સ્થાનિક તપાસ કરતાં જ્યાં કુમારોનો વધ થયેલો ત્યાં લોહિ લોહાણ પડેલું હતું અને પાસે એક રાખનો ઢગલો પણ પડેલો હતો.

ન હતોને રાખનો ઢગલો થઈ જવાથી હજુરીઓ પોતાની વાતને પુષ્ટી મળવાથી આનંદથી ઉમરાઉ કહેવા લાગ્યા. જુઓ સાહેબ! આ રાખના ઢગલાને સ્થાને તેણીએ શામાન બાળી નાંખ્યો છે ને લોહી લોહાણુ પડેલુ ત્યાં તેણી કુમારોનો વધ કરી ભક્ષ કરી ગઈ છે?

આ સાંભળી રાણીઓ એકદમ બોલી ઉઠી? જોઓ જુઓ આ તમેજ કુમારોનો વધ કર્યો છે ને ત્યાં તેણીએ કુમારોની દહન ક્રિયા કરેલી છે.

આમ કહેવાથી રાજાને વધારે શક પડવાથી વધારે તપાસ કરવાને આગળ ચાલ્યા. થોડે છેટે જવાથી ત્યાં એક ઝુંપડી દીઠી. લાગલાજ આવી જુએ છેતો ત્યાં કોઈક યોગીશ્વર તપશ્ચર્યા કરતા દીઠા. ત્યારે તેને રાજા પુછવા લાગ્યા.

રાજા—યોગીરાજ? આપના આશ્રમ આગળ કોઈ સ્રીને તમે જતાં આવતાં નિહાળી છે.

યોગી—હા, બચ્ચા? ઇધર એક બાળા આઇથી ઓર દો તિન રોજ થયા ઇધરસે કુચ કર ગઇ હે ઓર પાસકે ગાવમે ભિક્ષા મંગનેકું ગઇ હે? અછા દેખનેમેં તો બ્હોત તેજસ્વી લગતી હે કુચ્છ ગમગીનમે હુઇથી.

યોગીરાજના આ વચને રાણીની વાતને પુરો ટેકો આપ્યો. આથી તેઓ કહેવા લાગી કે જુઓ માહારાજ એજ સતી ચંદ્રકળા હોવી જોઇએ, પરન્તુ આપણે તેની તપાસ માટે શોરીપુર જઇએ કારણકે ત્યાં તેમનું પિયેર છે એમ તે કહેતાં હતાં.

આમ વિચારી સર્વ ત્યાંથી રવાનાં થઇ શોરીપુરને વિષે દાખલ થયાં અને પાદરની એક ધર્મશાળાંમાં ઉતારો કર્યો.

રાજા પુરપ્રવેશને શોરીપુરની અંદર એક સિપાઇને ગુણચંદ્રને તેડવા મોકલ્યો. સિપાઇ પુછતો પુછતો ગુણચંદ્રને ઘેર ગયો.

ત્યાં સુમંગળા બેઠેલા હતા, સિપાઇએ કહ્યું કે. ગુણચંદ્ર શેઠને અમારા રાજા બોલાવે છે અને તમોને તેમની રાણીઓ બોલાવે છે તેમને મળવું છે ?

આમ કહેવાથી સુમંગલાએ શેઠને તેડવા દુકાને માણસ મોકલ્યું થોડી વારે શેઠ ઘરે આવ્યા ત્યારે શિપાઇએ કહ્યું કે શેઠ તમને અમારા રાજા બોલાવે છે તેમને મળવું છે.

શેઠ વિચારમાં પડયા કે આ વખતે કયુ રાજા પધાર્યા છે કે મનેજ મળવા તેડે છે ત્યારે સુમંગળાએ શેઠને કહ્યું કે ત્યાં રાણીઓ તેમની શાથે છે તે મને મળવા તેડે છે માટે તમો ત્યાં જઇ તેમને આંહિ બોલાવી લાવજો. હું રશોઇ ત્યાર કરૂ છું.

શેઠજી સિપાઇની સાથે રાજા પુરુષોત્તમ પાશે ગયા તેમને સલામ કરી મળ્યા ત્યારે રાણીઓ શાદા પોશાકથી અને શાદા ઓઝલથી શેઠને પાશે બોલાવી કહયું કે શેઠજી અમારે તમારી પત્નિ શુમંગળાને મળવું છે માટે તેમને તમો આંહિ મોકલો ત્યારે શેઠે કહયું ના બાઇ સાહેબ આપ ત્યાં પધારો બે ઘડી આરામ લઇ હળી મળી જાઓ.

રાણીઓને જવાનું તો હતું પરંતુ આમંત્રણ થયું એટલે શેઠ સીપાઇને સાથે લઇ રાજાની આજ્ઞાથી તેઓ ગુણચંદ્રને ઘેર ગયાં.

સુમંગળાએ તેઓને આદર સત્કાર કરી બિછાના આપ્યાં ત્યાં તેઓ બેશી કુશળ સમાચાર પુછતાં આમ તેમ જોવા લાગ્યાં પણ ચંદ્રકળા ન દેખાવાથી (શુમંગળા તો કાંઇ પુછવાનો વિચાર કરે છે તે પહેલાં) તે પુછવા લાગ્યાં બાઇ તમારી ચંદ્રકળા કયાં ગઇ છે.

સુમંગળા આ સવાલથી અચંબિત થવાની શાથે વિસ્મીત થઇ ગઇ, કંઇ જવાબ આપવાનું શુઝયુ નહિં પરંતુ થોડી વારે ભાન આવ્યું કે એ મારી દીકરી ચંદ્રકળાના શમાચાર પુછે છે ત્યારે તેણીએ જવાબમાં કહયું (શંકાશીલ ચહેરે) બાઇઓ તેણીને તો તેમના પિતા છ સાત વરસ પહેલાં વનમાં મુકી આવ્યા છે અને તે પછી તેની અમોને કંઇ ખબર નથી. બાઇઓ તમોને ખબર હોય તો કૃપા કરી કહો ત્યારે ગુણચંદ્ર

બોલી ઉઠયા કે હું તેણીને ઘાતકી વનને વિષે મુકી આવેલ તે દહાડેજ ઘાતકી જાનવરોને ભોગ થયેલી હશે. એમને શું ખબર હોય જે કહે !

રાણીઓ—અરે શેઠજી ? બિચારી નિર્દોષ બાળાને શા માટે જંગલમાં મુકી ? એવો તમારો શું બગાડ કર્યો હતો.

શેઠજી—કાંઇ નહિ પણ તેણીની ચાલ ચલગત નઠારી માલમ પડવાથી મને શક પડયો એટલે તેને વનમાં મુકી આવ્યો.

સુમંગલા—બાઇઓ રસોઈ તૈયાર થઇ છે માટે ઉઠો આપણે જમી લઇએ પછે એ વાત પુરી કરીશું ?

રાણીઓ—અરે તમારે તો વાત પુરી કરવી છે પણ અમારે તો એ સતીનું દર્શન કરવા સિવાય અનાજ ખાવાનો પણ નિયમ છે (પછી તેઓએ ચંદ્રકળાની મુળથી હકીકત માંડીને શેઠને કહિ) અને છેવટે કહયું કે તે બાઇ ત્યાંથી પિયર જવાનું કહીને હાલેજ ગયેલ છે અને અમો પણ મળવાની ઇચ્છાથી આહી આવ્યા તો આંહી તો તમે વીવાની વરસી કરી દાધી હવે અમે તેની કયાં ખોળ કરીએ એતો ગઢા સતી છે. એમના સત્ય અને શિયળની શું વાત કરવી અમારે તમારું તો શું પણ અન્યનું પણ અનાજ એ સતીના દર્સન કરયા પહેલા ખાવાનો નિયમ છે. ચાલો હવે સત્વર તેનો તપાશ કરીએ.

ગુણચંદ્રને આ વાત સાંભળવાથી પોતાની મુરખાઇનું અને સાહસનું ભાન થયું, ચંદ્રકળાપરનો વિસરી ગયેલો પ્રેમ આ વખતે જાગૃત થયો અને મેઘચંદ્રના કાગળ ઉપર સક પેદા થયો, અને રાણીઓ એ ભોજન ન કરવાથી સર્વે જણ ત્યાં રાજા પાસે ગયા ગુણચંદ્રને રાજા પાશે જવાની વાત સાંભલી મેઘચંદ્ર પણ લાગલોજ ત્યાં ગયો ચંદ્રકળાની બાબતનું તેને કંઇ ભાન હતું નહી. આંહી રાત વાસો રહિ સ્વારમાં ને સતીની શોધ કરવા ઉપડી જવાનો ઠરાવ આગળથીજ કરેલો હતો એટલે સર્વે ત્યાં રાત વાશો રહ્યાં.

રાજા પુરપ્રવેશ જયાં ઉતર્યા છે તેની સામી બાજુમાં એક ધર્મશાળા હતી તે પણ મુસાફરો ને ઉતારા માટે રાખવામાં આવેલ હતી.

# પ્રકરણ ૧૯ મું

## સતિનો મેળાપ,

ચંદ્રકળા યેગીનું આશ્રમ દુર હોવાથી તે દરરોજ ત્યાં પહોંચી શકતી નહી એટલે બે ચાર રોજે ત્યાં જવાનું થતું ત્યાં લગી તેણી ધર્મસાળોની છાપરીએ રાત્રી રહેતી અને તેના સુંદર રાગોથી ઘણા શ્રોતાઓ ત્યાં હાજર થઇ તેણીનાં ગાયનો શાંભળતાં અને વખતે વારતાઓ કરાવાનો આગ્રહ થતો ત્યારે તેણી શારી શારી વાતો કરી તેઓને રંજન કરતી.

આજે તેણી ગામમાંથી આવી ને છાપરીએ બેઠી ત્યારે શામી બાજુમાં પોતાના રાજ્યના માણશો શામી બાજુમાં જણાવા લાગ્યાં તેમજ તેમની મતુશ્રી પોતાની છ બહેનો સાથે કંઇ વાત ચીત કરતાં જોયાં. જરાવાર થયું તો દુષ્ટ હજુરીઓ પણ દીઠા ત્યારે તેણીને એમ જણાયું કે એ લોકો મારી શોધ કરવા આવેલા જણાય છે પણ અરે ! એવાં મારાં સદ્‌ભાગ્ય કયાંથી હોય કે આવા શંશકારમાંથી હું રાણી પદ ધારણ કરૂં.

આવા તર્ક વિતર્કમાં તે છાપરીએ બેઠેલી હતી ત્યાં રોજના નિયમ પ્રમાણે શ્રોતાઓ ગાયન સાંભળવા આવતાં તેણીએ ગાયનો શરૂ કર્યા.

આ તમાશો શામી બાજુમાં આવેલા રાજા પુરૂપરોતના સિપાઇઓએ જોયો ત્યારે તે રાજા પાશે જઇ કહેવા લાગ્યા કે મહારાજ શામી બાજુમાં એક સ્ત્રી ગાયનો કરે છે ને ત્યાં સ્ત્રિ વર્ગ અને પુરૂષ વર્ગ સાંભળવા આવેલા છે માટે આપ સાહેબ મહારાણીઓ શહીત ત્યાં જરા પધારશો તો જરા આનંદ થશે.

આવું સિપાઇઓનું વાકય શાંભળી રાજા રાણીઓ, હજુરીઓ તેમજ સુમંગળા, ગુણચંદ્ર અને મેઘચંદ્ર સર્વ શાંભળવાની ઇચ્છાએ ત્યાં આવ્યાં.

આ વખતે રાત્રીના આઠ વાગ્યા હતા સુકલપક્ષના એકાદસીનો ચંદ્રમા કાંઇક પ્રકાશ મારી રહેલો હતો તથા સતી ચંદ્રકળા આવેલા મિજબાનો ને તે પુરે પુરી ઓળખી શકી હતી ત્યારે તેઓ તેણીને કાઇ ઓળખતા ન હતા.

ગાયનો પુરો થયા બાદ શ્રોતામાંથી એક જણ બોલ્યો કે માત જી આજે સારી શારી વાર્તા કરો કે જેથી સભાજન ખુસી થાય.

ચંદ્રકળીએ વિચાર કર્યો કે આ વખતે મારા સર્વ સંબંધીઓ હાજર છે. માટે આહિં મારૂં વૃતાંત વારતા રૂપે પ્રગટ કરવાથી સારી અશર થશે એમ ધારી તેણીએ જવાબ આપ્યો.

ભાઇઓ હમેશા તો પુરાણી કે કલ્પીત વાતો કરી તમોને રંજન કરૂં છૌ પણ આજે તો તત્કાલિક બનેલી વાર્તા કહેવાની મારી ઇછા થઇ છે. તે સાંભળવાથી શ્રોતાઓને જુદીજ પ્રકારનો પ્રેમ ઉત્પન થશે. (શરૂ કરે છે.)

થોડા વખત પહેલા એક શહેરની અંદર એક શેઠ રહેતો હતો તેને બે દીકરા અને એક દીકરી હતી દીકરીને તો તેજ ગામમાં એક શેઠના પુત્રને પરણાવી દીધી તેમજ બંને પુત્રોને પણ પરણાવી તેની દોલત બને જણને સરખે હિસે વેહેચી આપી તે શેઠ દીક્ષા લઇ ચાલી નીકળ્યા.

એ ભાઇમાં એક મોટા ભાઇને પુત્ર પ્રાપ્તી નહી પણ એક પુત્રી ઉત્પન થઇ થોડાં વરસ પછી તેની દશા કઠિન થવાથી તેની સરવ દોલત નિષ્ટ થઇ ગઇ પેહેડીઓ તુટી ગઇ દેવાદારો માગવા આવ્યા ત્યારે તેણે પોતાનું દેવુ મુશીબતે પતાવી પોતાને પણ પેહેડી ઉપાડી લેવી પડી ઘરે અનાજ મળવાના શાંશાં છતાં તેણે પરદેશ જવાનો વિચાર કર્યો, બે ચાર માશનું અનાજ ઘેર રાખી છેવટ ખપે તો તેના નાના ભાઇ પાસેથી લઇ આવવાનું સ્ત્રી તથા પુત્રીને કહી તે દેશાટન કરવા ચાલ્યો ગયો.

અનાજ થઇ રહેવા છતાં તેણે કાંઇ પૈસા મોકલ્યા નહી એટલે તેણીઓને દાણા લેવા માટે તેના નાના ભાઇની દુકાને જવાની ફરજ પડી ત્યારે તેની દીકરીને દાણા લેવા માટે તેના કાકાને ત્યાં મોકલી.

જ્યારે તે બાળા દાણા લેવા ગઇ ત્યારે તેને કાકે તેણીને દાણા આપવાની હા કહી પણ તેણીની સુંદરતા ઉપર મોહીત થઈ વાળો તે દુષ્ટ વિચાર તેણીના ઉપર ચિંતવવા લાગ્યો અને પરિણામે દાણા લેવાને બાને તે બીચારીને પોતાની મેડી પર લઇ ગયો.

(મેઘચંદ્ર તો આ વાત શાંભળી ચકિત થઇ ગયો ગુણચંદ્ર અને સુમંગળા પણ જાણે પોતાનીજ વાત થતી હોય તેમ એકીટશે ટશે સાંભળવા લાગ્યા ત્યારે) " ચંદ્રકળાએ આ વાત આટલેથી બંધ રાખવા જણાવ્યું ત્યારે શ્રોતાઓએ કહ્યું કે બાઇ આ વાત પુરી થવા સિવાય અમો કદી ઉઠવાના નથી " ( ચંદ્રકળાનોતો વિચારજ હતો અને વળી આગ્રહ થવાથી આગળ ચલાવ્યું) તેણીના દુષ્ટ કાકાએ પોતાનો દુષ્ટ વિચાર પાર પાડવાને કાલાવાલા કર્યાં પણ સમય સુચકતા વાપરી તેણીએ કહ્યું કે તમો બ્રાહ્મણને બોલાવી મારી શાથે લગ્ન કરો એટલે હું તમારે ત્યાંજ રહિશ, એવું શાંભળી તે પોતાની ઇચ્છા પાર પડવાના હેતુથી મેડીના બાહાર બંધ કરી બ્રાહ્મણને તેડવા ગયો ત્યાર બાદ તેણી આપઘાત કરવા માટે રાંઢવાનો કટકો ખોળતાં જતાં એક બારીનું બારણું ખુલ્લુ રહી ગયેલ એટલે તરત ઉઘાડીને પોતાના આંગણામાં પડતું મુકયું.

(પોગળ ખુલ્લુ થશે એમ ધારી મેઘચંદ્ર ત્યાંથી ઉઠવા જાય છે ત્યાં ગુણચંદ્રને આ વાતમાં વ્હેમ જણાયાથી તેને હાથ પકડી બેસારી રાખ્યો સુમંગળા પણ પોતાનીજ વાત થાય છે. એમ જાણી ધ્યાન દઇ શાંભળતી હતી. )

" આટલો ખળભળાટ થયા પછી ચંદ્રકળાએ આગળ ચલાવ્યું " આ હકીકત તેણીએ તેની મા પાસે કહેવાનું પણ માંડી વાળયું પણ તેણીના દુષ્ટ કાકાનો પ્રપંચ નિષ્ફળ જવાથી શંતોષ નહિ વળતાં તેણીનો ખોટી હકીકતનો વ્હેમ ભરેલો પત્ર તેના પિતાને મોકલ્યો ત્યારે તે કાગળ પર તેને વ્હેમ પડવાથી લાગલોજ તે નોકરી છોડી ઘેર આવી બીચારી નિર્દોષ બાળાને મોસાળ મોકલવાનું બાનું દઇ જંગલમાં મુકી આવ્યો.

" આટલેથી બંધ રાખવાનું ચંદ્રકળાએ જણાવતાં વળી રાજા અને બીજા શ્રોતાઓ મળી આગળ ચલાવવાનું કહેતાં

તેણીએ આગળ ચલાવ્યું. ( ગુણચન્દ્રે પોતાની પુત્રીને વિન્યા અપરાધે જંગલમાં મુકેલ તેને આ વાત પણ મલતી આવવાથી તેનું ચિત ડાંમાડોળ થવા લાગ્યું. )

ભાઇઓ તે બિચારી નિર્દોષ બાળાને જંગલમાં મુકી પણ તેના સત્યના પ્રતાપે તેજ દિવશે ધર્મપુરનાં મહારાજા ત્યાં આવી ચડયાને તેણીને નવયોવના જાણી તેણે વરવાની ઇચ્છા જણાવી. તેણી પણ કુમારીકા હોવાથી તે રાજાને વરવા ખુશી બતાવી ત્યારે રાજાએ ગામમાંથી શારા અને વૃધ બ્રાહ્મણને બોલાવી તેની સુમતીથી તેણીનું પાણી ગ્રહણ કર્યું ધામધુમની શાથે સરવે નગરમાં ગયાને પોતાની ૭ રાણીઓની શાથે તેને રાખી થોડા વખતમાં તેણીને છએ બ્હેનોથી ગાઢ પ્રેમ બંધાંઇ ગયો. એ સતીને રાજા શાથે શંશાર સુખ ભોગવતા બબે વર્ષને આતરે બે પુત્રો ઉત્પન થયા.

( રાજા તથાં રાણીઓ વિગેરે ને પોતાનીજ વાત થાય છે. એવો ભાશ થયો ) પાંચ છ વર્ષ વ્યતીત થવા પછી તેણીને પોતાના માવિત્રોને મળવાની ઇછા થઇ ત્યારે રાજાએ કેટલોક કિમતી શામાન અને સોના મહોરો આંપી પોતાના ખાંનગી હજુરીઓને ચોકી માટે સાથે મોકલ્યા, રસ્તામાં જતા દુષ્ટ હજુરીઓની બદદાનત થવાથી અરધે રસ્તે જંગલમાં તેણે પડાવ નાંખ્યો ( રાજા પુસ્પશેન પણ પોતાનીજ બનેલી વાત છે એમ જાણી ધ્યાન દઇ શાંભતા હતા. ) મધ્ય રાત્રીને વિષે ધાતકી જાનવરનો ભય બતાવી દુષ્ટ હજુરીઓએ તંબુમાં સર્વ દાસીઓને નોખી નોખી સુવાડી થોડી વાર પછે તેઓની નિંદ્રાવસ્તામાં બિચારી બાળાને સુતી મુકી તેના બંને કુમારોનો કતલ કરી તેનો દોષ બિચારી બાળા પર મુકી તેને મારથી બેભાન કરી દાગીના અને સામાન સરવે લુટી તેઓ ચાલ્યા ગયા.

આ ચમતકારી વારતા રાજાના હૃદયમાં સુસરી ચાલી ગઇ રાણી ચંદ્રકળાની ખબર પુછવાનો આતુર રાજા તે ભિક્ષુક સ્ત્રીને પુછવા લાગ્યો,

રાજા—દેવાશી બાળા ? તમો જે વાત કરી તે તાતકાળીક બનેલી વાત કરવાનું આપે કહેલ માટે તે બાળાનું નામ ઠામ મેહેરબાનીથી જણાવશો.

ચંદ્ર—હે રાજન્ એમની શાથે મારે થોડો સહવાસ છે પંરંતુ તેણીનું નામ " ચંદ્રકળા " છે એમતે કહેતી હતી.

રાજા—દેવ પુત્રી ? એમને તો મેળવવા માટે અમે મુસાફરી વેઠીએ છીએ માટે તેણીને તમે જોયેલી હોયતો કહેશોતો આપનો ઉપકાર થશે.

ચંદ્ર—( શમય શુચકતા વાપરી ) એ બાળા મને બે ત્રણ દીવશે મળે છે આવતી કાલે આ નગરના પુર્વ દરવાજા બાહાર ધર્મશાળાએં મળવાનો અમારો ઠરાવ છે માટે ત્યાં તમો આવતી કાલે સવારના દસ બજે જશો તો મળી શકશો.

આવા મધુર વાકયો સાંભળી તે હર્ષ સહિત મોડી રાત્રે સર્વે પોતાને સ્થળે ગયા.

ચંદ્રકળા સવારના પાંચ બજે તે ધર્મશાળાથી ઉઠીને પેલા યોગીરાજના આશ્રમ તરફ ચાલી ગઇ, આજે તેના ચ્હેરો જુદાજ પ્રકારનું તેજ મારી રહ્યો હતો તે જોઇ તેણીને યોગીરાજે પુછયું.

યોગી—કયો બચા ? અબતો બ્હોત આનંદભયા હે.

ચંદ્ર—માહારાજ ? આપના પ્રતાપથી આજે દુઃખના દીવશો પલાયન થઇ ગયા અને સુખ રૂપી સૂર્યનો પ્રકાશ થવાથી મને અલૌકીક આનંદ થાય છે.

યોગી—અરે બચા—એશા કેશા આનંદ ?

ચંદ્રકળા—માહાતમા શ્રી ? આપના પ્રતાપે માહારા સત્યના શોધક પુરૂષશ્રેષ્ઠ માહારાજ સૌરીપુરને વિષે પધાર્યા છે પરંતુ મેં તેમને ઓળખાણ નહિં આપતા પુર્વ તરફના દરવાજાની ધર્મશાળાએ મળવા તેઓને સુચવ્યું છે.

યોગી—બહોત અચ્છા ? શુખી રહો ? જય હોજો બચા કલ્યાણ હોજો, તુ તમેરા રાજ્યકિય રેશમી કપડા પેહેરકર તમારા શંકેત મુજબ રાજાકુ મીલો ઔર દુઃખકા વાદલ દુર કરો.

આ રીતે માહાત્માના આશિ વચનો મમતા સાથ વધાવી લઇ ત્યાંથી પોતે પોતાનો મુળ પોશાક ધારણ કરી ધર્મશાળાની એક બાજુ બેઠી.

રાજા પુસ્પશેન સર્વ કબીલા સહિત પુર્વ દીસાની ધર્મસાળાએ ગયા ત્યાં એક બાજુ નીરધાર અને દયામણા ચહેરામાં ચંદ્રકળાને જોઇ રાજાએ પોતાની રાણીઓને ઇશારો કરતાં તરત તેઓ ધર્મશાળા પર ચડી બેઠેલી બાળાને મળ્યાં ત્યારે તેણીનું હૃદય ભરાઇ જવાથી તેણીની છાતીમાં ભરાઇ હૃદય ફાટ રૂદન કરવા લાગી. થોડીવાર પછી તેણી પોતાની બહેનોથી છુટી થઇ માતુશ્રી વિગેરે સર્વ કુટુંબને મળી કેટલીક વખતપછી સર્વ શાન્ત થયાં.

જાહેર રસ્તાપર આ અવનવો બનાવ જોઇ ઘણા લોકો ત્યાં ભેલા થયા અને કેટલીક વારે સરવે શખી મંડળ રવાંના થઇ ઉતારે દાખલ થઇ ગયાં, ગુણચંદ્ર પોતાની મુર્ખાઇ અને મેઘચંદ્રના દુષ્ટ આચરણથી ઘણો ખેદ પામ્યા ત્યારે તેને ચંદ્રકળાએ યોગ વચનોથી શાંન્ત કર્યા તેમજ મેઘચંદ્ર પણ પોતાના દુષ્ટ કૃત્યને માટે ખેદ પામી સતી ચંદ્રકળા પાશે માફી માગવા લાગ્યો ત્યારે તેને પણ યોગ વચનોથી શાંન્ત કરી પોતાનાજ કર્મનો વાંક કહાડવા લાગી.

આટલું થયા બાદ ગુણચંદ્રના આગ્રહથી તેઓ સર્વ એક દીવસ તેમને ઘેર રહ્યા ને ત્યાર બાદ ગુણચંદ્રની રજા માગી સર્વ ધર્મપુર જવાને રવાંના થયાં.

રાજા પુસ્પશેને હજુરીઓને કેદ કરી સર્વ કબીલા સહિત ત્યાંથી ઉપડીને ધર્મપુરને વિષે દાખલથયા.

રાણી ચંદ્રકળા સહિત રાજા ઘેર આવવાથી આજે ધર્મપુરને વિષે આનંદોત્સ્છવ વરતાઇ રહયો મંગળીક વાજા વાગી રહયાં અને દીપોત્છવ ઘેર ઘેર થઇ રહયો હતો આંવા ઠાઠથી મહારાજાની સ્વારી દરબાર ગઢમાં દાખલ થઇ.

રાજા પુસ્પસેને સતી ચંદ્રકળાની હકીકત તેણીને પુછવાથી તેણે સર્વ બિના અથથી ઇતી સુધી રાજા ને કહી ત્યારે તેણીની જાહેર હીમત અને સત્ય માટે રાજા ઘણી પ્રસંશા કરવા લાગ્યા.

બીજે દીવસે રાજાએ પોતાના રાજ્ય મહેલમાં શભા કરી. ત્યારે રાજા સર્વોની શમક્ષ ભાષણ કરે છે.

પુસ્પશેન—સભાજનો, અમલદારો અને સદ્‌ગૃહસ્થો તમો સર્વો દરેક વખતે મારા ઉત્સાહિક કાર્યમાં ભાગ આપો તેથી હું સંતોષ માનું છું. મહારાણી ચંદ્રકળાએ દુષ્ટ હજુરીઓના પ્રપંચથી જે દુઃખો સહન કર્યાં છે તે યાદ કરતાં કમકમી છુટે છે પરંતુ તેમના સત્યના પ્રતાપે તેમને દરેક સહાય મળી ચુકી છે અને તેણીની શોધ કરવામાં આપણે જે ફતેહ પામ્યા છીએ તે કેવળ યોગી મહાત્માનોજ પ્રતાપ છે માટે આ સ્થળે હું તેમનો અત્યંત આભાર માનું છું.

દુષ્ટ હજુરીએ મારી માનીતી પ્રિયા ને કષ્ટ આપ્યું છે અને મારા બંને પુત્રોનો વધ કર્યો છે તેને આજે હું દેહાત દંડની શજા કરૂં પરંતુ દયાળુ રાણીના આગ્રહથી તેઓને જેખંત હજુરી સાથે જન્મ કેદની શિક્ષા કરૂં છું. અને સતીનો આત્મા ઘણું કષ્ટ શહન કરી પણ આ વખતે રાજ્ય સુખ ભોગવવાને ભાગ્યશાળી થયો તેમજ આપણને પણ તે કાર્યમાં ફતેહ મળી તે માટે આ વખતે હું દશ લાખ રૂપિયા પુન્યાર્થે વાપરવા બાહાર કાહાડું છું જેમાંથી બોર્ડીંગ, સ્કુલો, કન્યાશાળા અને અનાથાશ્રમ એ ૪ ખાતાઓમાં યોગ રકમ આપી અનેક જીવોનો ઉદ્ધાર કરવામાં આવશે.

ત્યાર બાદ યાચક લોકોને દાન આપી વખત થવાથી સભા વિશર્જન થઇ સહુ સહુને સ્થાને ગયાં.

---



# પ્રકરણ ૨૦ મું.

—:*:—

## સંસાર ત્યાગ.

એક દીવસ સતી ચંદ્રકળા સ્વારમાં જળની ઝારી લઇ અગાશીમાં બેઠાં હતાં ત્યારે શહેરની અંદર માણસોનો કોળાહળ સબ્દ સાંભળી દાશીને કહે છે.

ચંદ્રકળા—દાશી ? આજે શહેરમાં બહુ કોળાહળ મચી રહયો છે. દેખીતો તો આનંદ જણાયછે માટે તપાસ કર, સ્યાનો ઉછરંગ છે,

દાશી (બહારથી તપાશ કરી) બાઇ સાહેબ ? આ શહેરના ઉત્તર ભાગના દેવરમણ ઉદ્યાનમાં મહાત્માશ્રી સુદર્સનાચાર્ય પધાર્યા છે જેમના દર્શનાર્થે સર્વ લોકો જાય છે.

ચંદ્રકળા આ વાત્ત શાંભળી ઘણુ હર્ષિત થઇ પોતાનાજ પિતાના વડીલ અને ધર્મગોરી મહાત્મા પધાર્યા તો તેના દરસન કરવાનો પોતાનો વિચાર દાશી મારફતે તેણીની બહેનોને જણાવ્યો બાદ શોળ શૃંગાર ધારણ કરી સારથીને બોલાવી રથ જોતરાવી તેની અંદર દાશી સહીત સાતે રાણીઓ બેશી દેવરમણ ઉદ્યાનને વિષે ગયાં હર્ષ ભેર એ મોહાત્માના દરસન કરી ત્યાંના સ્ત્રીઓના સમુદાયમાં તેઓ અગ્રભાગે જગ્યા લઇ બેશી ગયાં ત્યારે મહાત્માશ્રી સમય જાણી દેશના આપવી શરૂ કરે છે.

મહાત્માશ્રી—સુશ્રાવકો બહેનો ? આ દુનિયામાં વરતા સર્વ પ્રાણીઓ શંસારને વિષે અનેક વિટંબનાઓ છતાં કર્મને આધિન થઇ તેમાંજ સુખ માની રેહયા છે પણ ભાઇઓ શંસારમાં કોઇ કોઇનું શગું નથી કેવળ શ્વાર્થને લીધેજ મારૂ તારૂં કરેછે પણ પોતાના આત્માનુ ભલુ બીજા કોઇથી થઇ શકતુ નથી આપણા ઉપર જ્યાં લગી કર્મ રૂપ બોજો રહયો છે ત્યાં લગી તે બોજાના ભારથી ચગદાઈ આપણે અધોગતી ભોગવીએ છીએ પરંતુ જ્યારે કર્મનો ભાર ઓછો થશે ત્યારેજ આપણે અનંતિશકિત

વાર્તામાં શાર એ લેવાનો કે આ શં શારમાં દરેક મનુષ્યને પોતાની ઉન્નતી થાય એવો અને આત્માનુ સાર્થક થવાની શાથે ધર્મ અર્થ કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થ જાળવી શકાય એવો અનુભવ અવશ્ય મળવો જોઇએ એ બાબતનો શર્વ બોધ આ નોવેલની અંદર શમાયલો છે તે દરેક શ્રોતાઓ વાંચી તેનું મનન કરશે અને તે પ્રમાણે વરતવા કાળજી રાખશે તો આ શંશારમાં રહી સુખે શુખે ચારે પુરૂષાર્થ શાધી શકશે. અને આ મારો પ્રયાશ પણ શફલ્યુ થશે.

ભાઇઓ આ નોવેલ લખવાનો મારો પ્રથમનોજ પ્રયાશ હોઇ તેમજ સ્ત્રી વર્ગને પણ ઉપયોગી હોવાથી શરળ ભાષામાં લેવાઇ રૂપક ફેર થઇ હોય યા સબ્દ દોષકે ભૂલ ચૂક રહી ગયેલી હોયતો વકતાઓ દરગુર્જર કરી શુચના આપશો. તો દ્વીતિયાવૃત્તીમાં શુધારો કરવા ચૂકીશ નહી.



સમાપ્ત.



# આ નોવેલના ગ્રાહકો થઈ આશ્રય આપનારના મુબારક નામ.

—:o:—

શ્રી રંગુન બ્રહ્મદેશ ૧૯૭
૧૦૧ પટેલ પોપટભાઇ ડાપાભાઇ
૨૫ મુરબ્બી શામજીભાઈ મુલચંદ
૧૦ શા. કેસવજી કાલીદાશ રાજકોટ
૧૦ શા. ખેતસી ભુદર લીંબડી
૧૦ મેતા પોપટલાલ ગલુકચંદ
૫ શા. મોહનલાલ નાગરદાશ
૫ શા છોટાલાલ લાલચંદ
૫ દેશાઇ દલપતરામ અભેચંદ
૫ દેશાઇ મુલેશંકર જગજીવન
૫ મેતા વીરપાલ દેવચંદ
૫ સેઠ છગનલાલ ચતુર
૫ શા સુખલાલ પિતાંબર
૫ શા પાનાચંદ બહેચરદાશ
૪ જશાણી શીવલાલ દેવચંદ
૨ ગાંધી મોતીચંદ જશરાજ

૧૦ ચીતોડ.

૧૦ મેતા ભગવાનજી રણછોડ

૨ ખીરઇ

૨ દોશી અમૃત મેરાજ

૨ રાપર.

૨ મોરબીયા જીવરાજ કરમચંદ

૨ બંદરમઢ.

૧ દોશી નાનચંદ જવેર
૧ દોશી વાઘજી લાલજી

૨ પાલુસીંણા

૧ શા જીવણ શંગજી
૧ રાઘવજી કસ્તુર.

૧ ફતેગઢ.

૧ ખંડોલ શીમચંદ નાનચંદ

૧૧ લાલપર જી જામનગર

મા શુંદરજી આણંદજી માંકડ

૧ મા કાળા ભાણજી
૧ મા દેવચંદ ભાણજી
૧ મા માણકચંદ લાધા
૧ મા સવજી રતનશી
૧ મેતા પોપટ વલભજી
૧ મા કચરા લધા.
૧ મા હીરાચંદ ભાણજી
૧ મા નાનજી પનજી
૧ ગોવીંદાશ ડાયા
૧ મા મુલચંદ લીલાધર
૧ રા. રા. ત્રીકમજી હરીભાઇ

૭ લીંબડી

૧ સેઠ જાદવજી મગનલાલ
૧ શા પ્રશોતમ ત્રીભુવન
૫ શા પોપટ ડાયાભાઇ

૫ જેતપર

૧ રા વ રાઘવજી પ્રેમચંદ
૧ શા કાલીદાસ નેમચંદ
૧ સંઘાણી હેમચંદ હંશરાજ
૧ શા. ગલાબચંદ લાલચંદ
૧ કામદાર જેરાજ કાલીદાશ

૧૦ જુનાગઢ

૧૦ ચોકસી કપુરચંદ નાથાભાઇ

૧૦ સુદામડા

૧૦ શા. મગનલાલ ઓધવજી

૨ વઢવાણ કમ્પ.

૧ વોરા રતીલાલ અમરશી
૧ મોહનલાલ વલુભાઇ.

# વિજ્ઞપ્તી.



## મહેરબાન સાહેબો.

આ બુકના દશ ફાર્મ થવાનો, મારો અગાઉથી ઓર્ડર હતો પણ લખાણનો રશિક ભાગ તેટલામાં નહિ શમાયાથી એ ફાર્મ લખાણ વધારી બાર ફાર્મની બુક કરેલી છે એટલે બાર પેજી બાર ફાર્મની બુક થયેલી છતાં કિંમત પ્રથમ હેંન્ડબિલમાં જણાવ્યા પ્રમાણેજ લેવામાં આવી છે જે ખરેખર અમોને નુકશાન કારક છે વળી "જૈન પુસ્તકાલય" જેને અંગે આ શાહશ ઉપાડવામાં આવેલ તેને પણ ઘણુ નુકશાંન વેઠવુ પડયુ છે માટે મ્હેરબાનો આ બુકના પરીણામની કદર જાણી દરેકે આમના વિષયોનુ મનન કરવું અને જે ઉપદેશી વાક્યો લાભકારક જણાય તે ગ્રહણ કરવા અને આપણી જૈન કોમમાં આ બુકનો વધારે ઉપયોગ થવાને માટે યથાબંધ નકલો હમારે ત્યાંથી મંગાવી ખતનો ઉતેજનાર્થે મફત વ્હેંચવી.

દીલગીરી શાથ જણાવવુ પડે છે. કે આ બુકમાં દરેક ઉપદેશી વાકયો મોટા ટાઇપમાં આપી તેને શૃંગારવા વિચાર હતો પરંતુ કેટલાક શંયોગો નહી મળવાથી તેમ બની શક્યું નથી. માટે સદ્ગ્રહસ્થો તેમની કદર જાણી ગ્રાહક થઇ ઉતેજન આપશોતો દ્વીતીય આવૃતી શુંદર ટાઇપ અને ઉંચા કાગળથી છપાવી બ્હાર પાડવામાં આવશે. અને તેનો નફો પણ ઉપર લખેલા જ્ઞાન ખાતાનેજ અર્પણ કરવામાં આવશે. એજ વિનંતી.

લી. શઘનો શેવક.

☞ શીરનામું—પટેલ મોતીચંદ લક્ષ્મીચંદ
કચ્છ વાગડ સઇ.
પોષ્ટ ર.પર.

# જાહેર ખબર.



સર્વે સદ્ગૃહસ્થોને નમ્રતા સાથ વિનંતી કરવામાં આવેછે કે કચ્છ દેશના પુર્વ ભાગમાં વાગડ મુલક આવેલો છે. જેમાં આપણી જૈન કોમમાં જ્ઞાનાદિક ઉપાસકરોની ઘણી ન્યુનતા રહેલી છે, હાલ સુધી વાગડ જેવડા મુલકમાં એક પણ જૈન શાળા કે જૈન પુસ્તકાલય પ્રસિદ્ધીમાં હયાતી ભોગવતું નથી આવા શબળ કારણોને લઇ હાલે અમોએ અત્રે એક જૈન પુશતકાલય ખુલ્લુ મુકવાની ગોઠવણ કરેલી છે તેમાં હાલ શુધી રૂ. ૧૦૦થી ૧૨૫ ના પુશતકો ખરીદ કરેલાં છે પરંતુ તે પુશતકાલયને ખાસ વૃદ્ધી થવાની જરૂર છે કારણ કે આ શથળ વાગડના મધ્ય ભાગમાં આવેલું એટલે ત્યાંના પુશતકાલયનો લાભ ચતુર્વિધ શંઘને અવાર નવાર મળી શકશે, માટે આપ સાહેબો સ્વધર્માભિમાનની ખાતર આ પુશતકાલયને અવાર નવાર મદદ આપી પુષ્ટી કરશોજી.

પુસ્તકો રાખવા માટે બે કપાટ, એક ઘડીઆળની ઘણી જરૂર છે માટે જે કોઇ સદ્ગૃહસ્થને એ

શ્રીને આની કોઈ પણ ચીજ આ સ્થળે અર્પણ કરવા વીચાર થશે તો તેમના કાયમ નામની સાથે તે ચીજનો સ્વીકાર કરી તેની અંદર દાખલ કરવામાં આવશે તથા જાહેરમાં મુકવાની સાથે આભાર માનવામાં આવશે એજ વિનંતી.


લી૦ સેવક,

મોતીચંદ લક્ષ્મીચંદ પટેલ.

કચ્છ-વાગડ મુ૦ પોષ્ટ રાપર